# મેંદીનાં પાન

સંગીતકમ



અવિનાશ વ્યાસ

卐

અઢી રૂપિયા



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
બુકસેલર્સ : પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ – ૨

વિ. સં. ૨૦૦૪ પ્રથમવાર ઈ. સ. ૧૯૪૭





卐



卐

પ્રકાશક:
પરમસુખ પંડયા
એન. એમ. ત્રિપાઠી લિ૦
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

મુદ્રક:
મયાભાઈ ટી. શાહ
નલિની પ્રિન્ટરી
૩૦, જાંબુલવાડી વેરટ
મુંબઈ ૨



સ્મરણ

વ્હારા વિના નાટકનો પડદો

નહિ ઉંચકાય, હોં !





"I'll take my pipe and try
The Phrygian melody;
Which he that hears
Lets through his ears
A madness to distemper all the brain,
Then I another pipe will take
And Doric Music make
To civilize with graver notes
Our wits again"

—*Randolph*



# ક્યાં, કોણે અને ક્યારે?



| કૃતિ | ભજવનાર | સ્થળ | તારિખ |
|---|---|---|---|
| મીરાંબાઇ | ઇન્ડીયન નેશનલ થિયેટર | એક્સેલસીયર થિયેટર મુંબઇ | ૨૬ ઓગસ્ટ ૧૯૪૫ |
| *ભૂખ | ઇન્ડીયન નેશનલ થિયેટર | એક્સેલસીયર થિયેટર મુંબઇ | ૨૬ ઓગસ્ટ ૧૯૪૫ |
| ભૂખ | નેશનલ લીગ ઓફ પેન ફ્રેંડસ અને દીપક મંડલ | ઓપેરા હાઉસ | ૨૫ સપ્ટેમ્બર ૧૯૪૩ |
| સોનાનું ઝાંઝર | માંગરોલ જૈન સભા | એક્સેલસીયર થિએટર મુંબઇ | ૧૮ જાન્યુ. ૧૯૪૨ |
| પરીક્ષા | કોવરન્ટન સોસ્યલ સરવિસ લીગ | સુંદરાબાઇ હોલ મુંબઇ | ૨૧ જાન્યુ. ૧૯૪૫ |
| પરાકાષ્ટા | અખિલ ભારત મહિલા પરિષદ્ | સુંદરાબાઇ હોલ મુંબઇ | ૮ એપ્રિલ ૧૯૪૪ |

| | | | |
|---|---|---|---|
| *કાળ ભૈરવ | કલ્ચરલ ગ્રૂપ ઓફ બોમ્બે | ઓપેરા હાઉસ મુંબઇ | ૭ જાન્યુ. ૧૯૪૩ |
| કાળ ભૈરવ (બીજીવાર) | ઇન્ડીયન નેશનલ થિયેટર | ન્યુ એમ્પાયર થિયેટર મુંબઇ | ૧ ઓગસ્ટ ૧૯૪૫ |
| આમ્રપાલી | ઇન્ડીયન નેશનલ થિયેટર | એક્સેલસીયર થિયેટર મુંબઇ | નવેમ્બર ૧૯૪૫ |
| વેણુવજન | | | ભજવાયું નથી |



---

*આ સિવાય ભૂખ અમદાવાદમાં પણ અનેક સ્થળે ભજવાયું છે. પૂ. બાપુના ઉપવાસ પછી, જુહુ ઉપર પણ બાપુને સંભળાવવામાં આવેલું.

*કાળભૈરવ ૧૯૪૫ ની મુંબઇની યાદગાર A.I.C.C. ની બેઠક સમક્ષ ભજવાયલું.




| | | |
|---|---|---|
| ૧ | મીરાંબાઈ | ૧ |
| ૨ | ભૂખ | ૩૨ |
| ૩ | પરાકાષ્ટા | ૪૧ |
| ૪ | સોનાનું ઝાંઝર | ૫૧ |
| ૫ | રાગલીલા | ૬૫ |
| ૬ | પરીક્ષા | ૮૧ |
| ૭ | કાળ ભૈરવ | ૮૯ |
| ૮ | વૈષ્ણવજન | ૯૭ |
| ૯ | આમ્રપાલી | ૧૨૦ |




ગીત સંગીત અને નૃત્યમાં ગુંથાએલી રંગભૂમિ ઊપરની આવી નવીનોખી કૃતિઓને શું કહીને સંબોધવી એ હજુ સુધી આપણે પામ્યું પામી શકયા નથી. પરિણામે આ પુસ્તકનું નામાભિધાન કરવામાં મ્હારી મુશ્કેલીઓનો પાર ન્હોતો. એટલે સુધી કે આજે પુસ્તકનું પ્રકાશન થયા પછી પણ 'મેંદીનું પાન' ઊડીને મ્હારે હૈયે બેઠું નથી.

Opera, Dance-ballet, Pantomine કે Panorama, Cavalcade, જેવા પરદેશી શબ્દોનું ગુજરાતી નામ હજુ આપણા ગુજરાતના શબ્દકોષને લાધ્યું નથી. આવાં નામો ન શોધાય ત્યાં સુધી એની નવાઈ પણ નથી !

'મેંદીનાં પાન' જેવું રસરંગી નામ રાખીને મેં આ રંગીલી-વસ્તુને ન્યાય આપવાનો આ પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન સાર્થ છે કે વ્યર્થ છે, તે અત્યારે તો કહેવું નિરર્થક છે.

Types of Sanskrit Drama અને ભરતનાટ્યમનું ગુજરાતી રૂપાંતર વાંચતાં મ્હને એક સંગીતકમ્* શબ્દ સાંપડ્યો છે. શાસ્ત્રકારોએ સંગીતમાં ગાયન–વાદન અને નર્તનને સમાવી દીધું છે. એટલુંજ નહિ પણ વિધવિધ રાગમાં અને વિધવિધ તાલમાં બંધેજે બંધાયેલી અખંડ (Non-stop) સંગીતમય કૃતિને રંગ-

---

*૧૯૪૭ના જાન્યુઆરીના 'પ્રતિમા'ના અંકમાં શ્રી. બ. ક. ઠાકોરે આમ્રપાલીની વિવેચના કરતાં આ શબ્દનો ઊલ્લેખ માલવિકાગ્નિમિત્રના આધારે કર્યો છે. શ્રી. આપ્ટેના શબ્દકોશમાં આ શબ્દનો અર્થ આ રીતે કર્યો છે. સંગીતકમ્–Concert, symphony, Public entertainment consisting of songs attended with music and dancing.

ભૂમિ ઉપર વિરાજીત થએલ ગાયક-વૃન્દ ગાય, વાદક-વૃન્દ એ આખી યે કૃતિઓનો સહકાર સાધે અને એ શબ્દ અને સ્વર-તેમ જ ગીત અને ગીતની ભાવનાને અનુસરીને આખુંયે નૃત્ય યોજાઇને રંગભૂમિ ઉપર દર્શન પામે-આખી યે ક્રિયા સંગીતની વિશાળ વ્યાખ્યામાં આવી જાય છે, અને એ રીતે संगीतकम् શબ્દ આવી કૃતિ માટે વધારે યોગ્ય નામ નીવડે છે.

લગભગ આવી જ જાતની કૃતિ માટે 'નૃત્યરાસક' શબ્દ શ્રી. મુનશી તરફથી સુચવાયો હતો. શ્રી. બ. ક. ઠા. એ પણ 'આમ્રપાલી' જોયા પછી 'રાગધ્વનિમાળા.' અથવા તો 'નૃતમાળા' જેવાં નામો સૂચવ્યાં છે. આ અને આવાં બીજાં નામો કરતાં સંગીતકમ્ શબ્દ વધારે સુયોગ્ય સાબીત થાય છે. કારણ કે આવા પ્રકારની કૃતિઓમાં વાર્તા અને ગીતના ભાવાર્થનું વાહન થઇને ગાયન, વાદન અને નર્તન એક જ સમયે Simultaniously એકી-કરણ સાધીને આવિર્ભાવ પામે છે.

આટલીજ વસ્તુસ્થિતિ આવી જાતની કૃતિઓ માટે સંગીતકમ્ નામની યથાર્થતા પૂરવાર કરી આપવા પૂરતી બસ છે.

હવે આગળ.

રંગમંચ ઉપર સુસજ્જ થઇને ઊભેલ, મ્હારી આ કૃતિઓ ઉપરથી રંગભૂમિનો પડદો ઉંચકાય એ અગાઉ મ્હારે કવિતાના સ્વામીઓને, સંગીતના સ્વામીઓને અને નર્તનના અને સ્વામીઓને થોડીક વાત કરવાની રહે છે.

સંગીત જેનો પ્રાણ છે એવા સંગીતકમ્‌માં ડગલે ને પગલે શિષ્ઠ કાવ્યત્વ શોધવાનું આપણા કવિવરો માંડી વાળે. જાણી બૂઝીને મેં સંગીત શબ્દ વાપર્યો છે કે જેમાં અમારે અનેક વસ્તુઓને વફાદાર રહેવાનું છે. ગાયન, વાદન અને નર્તનને, એનાથી યે વધારે રંગભૂમિ ઉપર મંડાએલી વાર્તાને; વાર્તાના પ્રસંગને, પ્રસંગના રંગને

બધામાં કવિતાને અવકાશ નથી એવું પણ રખે માનતા, વિરાજવાનું હોય છે ત્યાં અને ત્યારે, પૂર્ણ સ્વમાન સહ કવિતા આવીને એને આસને બિરાજે છે. એને નહિ નિરખવાનો નિરધાર કરી બેઠેલા, એને નિરખતા નથી તો યે......તો યે......

આમ્રપાલીની વિવેચના કરતાં વિવેચકોએ, પૂતળીવાળાના પ્રસંગને તુચ્છ કવિતા વિહોણો વિવેચ્યો છે. હું એમને કહું છું કે આમ્રપાલી લખતાં મ્હારી સમક્ષ આમ્રપાલી હતી......આમ્રપાલીનો પૂતળીવાળો હતો. પૂતળીવાળાની પૂતળીઓ હતી. પૂતળીઓની વાર્તા હતી......આ બધું યે હતું પણ કવિતા ન્હોતી તે ન્હોતી જ. જે વસ્તુ કવિતા પચાવી શકતી ન હોય ત્યાં કવિતાને સ્થાનભ્રષ્ટ કરવાનો મ્હને અધિકાર શો છે ?

અંતર વલોવાઇને અશ્રુનો મ્હેરામણ બને ત્યારે કવિને કવિતા સાંપડે છે. એટલે તો હું વિદ્વાનોને વિનવું છું કે કવિતાને બુદ્ધિએ રમવાનું રમકડું બનાવશો મા ! હૃદયના કોઇ એકાંત ખુણામાં, સુખ-દુઃખની ગોઠડી કરવા કવિતાને જીવતી રહેવા દેશો તો ઉપકાર થશે. કવિતાને 'ચકરડું' બનાવતા નહિ. કવિતાને "ચુસાયેલા ગોટલા"માં ફેંકી દેશો નહિ, કવિતાને "બાના કોટ્રગ્રાફ" ભેળી ઊભી રાખશો નહિ, કવિતાને "બજરૂની માખી"...તોબા...તોબા !

સંગીત અને નર્તનના સ્વામીઓને હું વિનવું છું કે તમારી કળાને ત્હમારા શાસ્ત્રને જેટલું પ્રયોજીત Applied વ્યવહારુ રાખશો એટલું વધારે વિકાસ પામશે. કોઇપણ સંજોગોમાં આટલું ભૂલશો નહિ કે શાસ્ત્ર અને કળા બે નોખી નોખી વસ્તુઓ છે. સંગીત શાસ્ત્ર જુદું છે, સંગીત કળા જુદી છે.—નર્તન શાસ્ત્ર જુદું છે, નર્તન કળા જુદી છે.

Educative purpose સિવાય Art for arts sake માં હું માનનારો નથી. આજે ઘેર ઘેર તંબુરા રણકે છે. નૃત્યના ઘુઘરા ગાજે

છે, લોકવૃન્દના કાન સંગીતરવના રસિયા બન્યા છે, ભારતનાટ્યમની ખૂબીઓ જાણવા સહુ કોઇ પ્રયાસ કરે છે. આ મણિપુરી, આ કથક, આ કથકલી સૌને સર્વનું પારખું થવા માંડ્યું છે, એનો જશ અનેકને ફાળે જાય છે. ચિત્રપટ, રંગભૂમિ, રેડિયો, રેકૉર્ડીંગ એ જશના પ્રથમ અધિકારી બને છે, એ આપણે કબુલ કર્યે જ છૂટકો છે.

આમ્રપાલી નિરખ્યા પછી મ્હારા એક સંગીતકાર મિત્રને અમુક જગ્યાએ ઓછું આવ્યું. "કામોદની એકતાલની લયને મ્હેં કેરબામાં કેમ રાખી ?"......"જૌનપુરી માટે શું આ સમય હતો ? ......આવી કેટલીએ શાસ્ત્રીય ફરિયાદો એણે મ્હારા સામે નોંધાવી.

મેં એને કહ્યું કે રાગને તું જે રીતે ઓળખે છે એ રીતે હું નથી ઓળખતો. રાગ જેટલો રસને આધીન છે એટલો સમયને આધીન નથી. * બલકે સંગીત કરતાં પ્રયોજીત સંગીતમાં હું વધારે માનનારો છું. ફલાણા ખાંસાહેબ ઉપર ફલાણા ઉસ્તાદ નહિ ગાય કે અમુક ગાયકે અમુક તાલ ગાયો તો એના ઉપર અમુકે ૧૭ માત્રાની સવારી ગાઈ, અમુક તબલચીએ ગવૈયાને લાંબી પરડમાં સમને સંતાડી જગ્યા જ ના બતાવી—આ બધી ક્રિયાને હું એક રીતે સંગીત માનતો નથી, કદાચ સંગીતનું પ્રદર્શન કે સંગીતનો અખાડો કહેવાનું જોખમ ખેડું.

મ્હારૂં સ્વપ્ન જુદું છે. દરબારીનો કોમળ ગાંધાર કે આશાવરીનો કોમળ ગાંધાર કે કાફીનો નિષાદ કે ભીમપલાસનો કોમળ

---

*दशदंडात्परं रात्रौ सर्वेषां गानमीरितम् ।
रंगभूमौ नृपाज्ञायां कालदोषो न विद्यते ॥

દશ ઘટિકા રાત વીત્યા પછી સર્વ રાગોનુ ગાવું અનુમત છે. તેમ જ રંગભૂમિ ઉપર તથા રાજાની આજ્ઞા થાય ત્યારે કાળદોષ લાગતો નથી. (તરંગિણીકાર)

રેખવ કે ભૈરવીના કોમળ રેખવ કયા પ્રસંગરંગને કયો અનુકૂલ બનશે એનો હું અભ્યાસી છું. હું જેટલો સ્વર અને સ્વરના બંધેજમાં માનનારો છું એટલો રાગ અને રાગનાં નામમાં માનનારો નથી. લગ્નનાં ફટાણાંમાં ગવાતા સ્વરના કોઈ મધુર કણને હું કોઈપણ નામી રાગના સ્વરકણ જેટલો આરાધનાનો અધિકારી લેખું છું. તાલની બાબતમાં પણ અમુક પ્રસંગરંગને ઝોકની જરૂર ના હોય તો 'સમ'ની આવશ્યકતા હું જોતો નથી. સોનાની ખાણમાં પડેલા સોના અને નવનીત ઘાટે ઘડાયેલા સોનાના ઘરેણા વચ્ચે જે તફાવત છે એ તફાવત સંગીત અને પ્રયોજીત સંગીત વચ્ચે છે.

આ ઉદાહરણ મ્હારા કથનને વધારે સરળ બનાવે છે.

આ આખી યે ચર્ચા એક નવું પુસ્તક માગી લે છે. એટલે આટલેથી જ હું અટકી જાઉં છું.

મ્હારા પ્રત્યેક શબ્દ અને સ્વરને નચવનાર મ્હારા મિત્ર યોગીન દેસાઇનો આભાર માનવાનુ હું રખે ભૂલી જાઉં......અને... મેંદીનાં પાનનાં પ્રત્યેક ગીતને ગાનાર મ્હારૂં ગાયકવૃન્દ વીસર્યું વીસરાશે ખરૂં ?

ગુજરાતને 'મેંદીનાં પાન'નો રંગ લાગશો ખરો ?

ટાગોર રોડ,
નવો મોર બંગલો,
સાન્તાક્રુઝ

અવિનાશ વ્યાસ



# મીરાંબાઈ

કાને કાને અથડાતી મીરાંબાઇની કથનીને ઇતિહાસ કોઇક ઠેકાણે કબુલ કરે છે; કોઇ ઠેકાણે નથી કરતો. ૧૪૯૮ થી ૧૫૪૬ ના અડતાલીસ વર્ષનું પુનિત સ્મારક આજે ખંડેરની ખોરવાએલી દશામાં મેડતા, ચિતોડ અને ઉદેપુરમાં પડ્યું છે. જાતે જઇને મીરાંબાઇનું મેડતા જોયું. દાદા દુદાજીના કારભારીનું પુરાણું મકાન લગભગ એમનું એમ ઊભું છે. કોઇ તેના સામું જોતું નથી! કહેનારે કહ્યું કે તેના વંશજો કલકત્તામાં પેઢી ચલાવે છે! મીરાંબાઇના નિવાસસ્થાનની બહારની બાજુમાં શાકવાળા અને કાપડની દુકાનો મંડાઈ છે; અંદર કચેરી બેસે છે. મીરાંબાઇનું મંદિર ૧૯૪૫ ના કોઇ આધુનિક મંદિર જેવું લાગે છે!

રાજસ્થાની ઇતિહાસના સંપૂર્ણ અભ્યાસી શ્રી. મોતીલાલજીનો ઉદેપુરમાં સંપર્ક સાધ્યો. એમણે અમને કાનમાં કહ્યું: "ભલે મીરાંબાઇનો સંબંધ ઉદેપુર સાથે અગત્યનો હોય પણ અહિયાં મીરાંબાઇનું નામ લેશો નહિ. મીરાંને લાંછન માનનારા ઉદેપુરમાં હજીયે છે!"

આ મોતીલાલજી પાસે મીરાંનો સાચો ઇતિહાસ મળ્યો. મ્હારી મીરાં એ ઇતિહાસના રંગે રંગાઇ છે. મશહુર જોધપુરના સ્થાપક જોધાજીના ચોથા દિકરા દુદાજી, એના દિકરા રાવ રતનસિંહ; એની દિકરી મીરાં.

હાથમાં ન્હાનું ગિરિધારી કૃષ્ણનું રમકડું રાખી, પસાર થતા વરઘોડાના વરને જોઇ, બાળક મીરાં એની જનની પાસે "પોતાને પણ એવો વર જોઇએ" એવી બાળહઠ લે છે. જનની હસતાં હસતાં કૃષ્ણનું રમકડું એની ઓઢણીને છેડે બાંધે છે ને કહે છે; "લે આ તારો વર". આમ એક ન્હાનકડો પ્રસંગ મહાન બની રહે છે. મીરાંના

મનમાં, ન્હાની ઉમ્મરથી જ સ્યામસુન્દર વર વસી જાય છે. પ્હેલું દૃસ્ય લગભગ આટલે આવીને અટકે છે.

સ્યામસુન્દરનું સ્મરણ, એની ભક્તિ, એ જ બાળક મીરાંની રમત બને છે. જનની ચીઢાય છે. મુત્સદી દુદાજી, ભક્તિરંગે ઉભરાતા મીરાંના હૃદય પાછળનું ભાવિ સમજી જાય છે. મીરાંને સત્વર પરણાવી દેવી જોઇએ એવો નિર્ધાર થાય છે. લગ્નને માંડવે મીરાંનું હૃદયમન્થન અનેરૂં અને અગમ્ય હોય છે.

ભાવિના ભણકારે એનો આતમડો જાણે પૂકારતો હોય છેઃ "મીરાં ત્હારો વર તો પેલો મુરલીવાળો ને?"

બીજું દૃસ્ય અહિયાં પૂરૂં થાય છે.

ત્રીજા દૃસ્યની શરૂઆતમાં થોડુંક કહેવાનું રહે છે. બની શકે ત્યાંસુધી અનેક મતમતાંતર ધરાવતા ઇતિહાસો સાથે અથડામણમાં ન આવવું એવું નક્કી કર્યું છે. ઇતિહાસનો એક ફાંટો એમ માને છે કે મીરાંબાઇના દાદા રાવ દુદાજી મીરાંબાઇના લગ્ન પ્હેલાં ૧૫૧૫ માં ખપી ગયા. કોઇ એમ કહે છે કે ઇતિહાસપ્રસિદ્ધ ચિતોડના રાણા સંગના કુંવર ભોજરાજ સાથે મીરાંબાઇનો સબંધ એ રાવ દુદાજીના હાથે જ થયેલો. કોઇ વળી એમ કહે છે કે મીરાંનું લગ્ન રાવ દુદાજીના મોટા દિકરા વિરમદેવે ૧૫૧૬ માં કર્યું. નાટકને લાગેવળગે છે ત્યાંસુધી આ ત્રણે પ્રશ્નમાંથી એક સમાધાન શોધી કાઢયું છે. મીરાંબાઇની લગ્ન યોજના એના દાદા દુદાજીના હાથે યોજાવી છે. એનું લગ્ન કોણે કર્યું એ બતાવ્યું જ નથી. ત્રીજા દૃસ્યમાં પરણ્યા પછી સાસરે આવી મીરાં 'જળમાં કમળ સમોવડી' સંસારથી વિરક્ત દાખવી છે. મીરાંબાઇને એના પતિ તરફથી દુઃખ હતું કે ન્હોતું એ ચર્ચાને વેગળી જ રાખી છે; એટલુંજ નહિ પણ વિષ્ણુભક્ત મીરાંએ દેવીભક્ત સાસરીઆંની કુળ-દેવીની પૂજા કરવા ના પાડી એવી લોકકથનીને પણ અડવા યોગ્ય ગણી નથી. બહાદુરશાહના સમયમાં પંદરમા સૈકાના ત્રીજા દસકામાં થયેલા રાજપૂત વીરાંગનાઓના ચિતોડના એક જૌહરને નાટકમાં વણી

લીધો છે. જયમલ જેવા અનેક વીર રજપૂત સાથે મીરાંબાઇના પતિ રાણા ભોજનું મરણ આ યુદ્ધમાં યોજ્યું છે.

ચોથા દૃશ્યમાં રાણા ભોજના મરણ બાદ, મીરાંનો દિયર અને ભોજનો ભાઇ *વિક્રમાજીત ગાદી ઉપર આવે છે. કાયા માયાથી પર મીરાંને એના પતિના મરણનું દુઃખ સ્પર્શતું નથી. સંસારથી પર એવી મીરાં ભક્તિરંગે વધુ રંગાતી રહે છે. દિયરના રાજ્યારોહણ પછી મીરાંના દુઃખની શરૂઆત થાય છે. દિયરના કાનમાં આજુબાજુના માણસો તરફથી ઝેર રેડાય છે. દિયર રાજવી ગુસ્સે થઇ મીરાંને ઝેરનો પ્યાલો મોકલે છે. પાંચમા દૃશ્યમાં મીરાંની ભક્તિ પરાકાષ્ટાએ પ્હોંચે છે. રાણાનો મોકલેલ ઝેરનો જામ મીરાં પીને પચાવી જાણે છે. રાણાના રાજ્યથી કંટાળેલી મીરાં રાણાનું રાજ્ય છોડી ચાલી નીકળે છે. R. C. Tandan ના Songs of Mirabai ની પ્રસ્તાવનામાંના Coventry Patmore ના શબ્દોમાં "I go with a perpetual heartache". "રાણાજી થોરો દેશલડો રૂડો મુને લાગે કુડો કુડો" એ મીરાંબાઇના પ્રખ્યાત ભજનની છેલ્લી કડીએ નાટક આવીને અટકે છે.

જ્યાં જ્યાં મીરાંબાઇનાં ભજનોનો ઉપયોગ કર્યો છે ત્યાં તેનો નિર્દેશ થયો છે.

—લેખક

* આ નામ વિષે પણ તજ્જ્ઞોમાં મતભેદ છે.



# મીરાંબાઈ



## દૃશ્ય પહેલું

ચૌદમી સદીનું આથમતું અજવાળું છે. મીરાંબાઈનું મારવાડ પ્રયોજિત થઈને રંગભૂમિ ઉપર ઊભું છે. સૂરીલા સંગીત સાજે સજ્જ થયેલા સાજિંદાઓનું વૃન્દ, ગાયકવૃન્દનો સૂર સાધી રહ્યું છે. ગાયકવૃન્દનો કર્ણપ્રિય કંઠ, સ્વર અને શબ્દનો સથવારો સાધી પ્રેક્ષકવૃન્દ ઉપર પથરાય છે. ત્યાં વીંટાતા નાટકના પડદે વાત મંડાય છે.



### ગાયક વૃન્દ

✓ મારવાડને માંડવડે રંગ રસિયો ફાગન આયો રે,
રસિયો ફાગન આયો !

ભરી રંગ કટોરી,
છોરા છોરી
ખેલે હોરી
અંગ અંગ લપટાયો રે–રસિયો ફાગન આયો !
મારવાડને–૦

ઘૂઘર બાજે "છમક છમક છૂમ"
ડમરૂ બાજે "ડમક ડમક ડૂમ"
અંગ રંગ રેલાયો રે......રસિયો ફાગન આયો!
મારવાડને–૦

એવી મારવાડની ભોમ :
જ્યાં કાજળ આંજી આંખડિયું
ને બાંકી રાખી પાઘડીયું
જોબન ભરીયાં જોમ :
એવી મારવાડની ભોમ.



એવા મારવાડની મધ્યે એક કુડકી નામે ગામ:
રાવ રતનસિંહ રાણો ત્યાંનો, ભોળી વસ્તી તમામ.

ત્યાં ઢોલ નગારાં વાગે,
રામણ દીવા આગે,
ગોરી ગાતી રાગે:
વરણાગિયો વર જોવા.

ભેગા મળિયા સઉ લોકના થોક,
એ. ગામને ચોક,
વરણાગિયો વર જોવા.

એક પરણે છે ગોરો છોરો,
    ગુલાબનો મ્હોરો.
        વરણાગિયો વર જોવા.

એણે પ્હેર્યો છે જરકસી જામો,
    સાથે ચાલે મામો.
        વરણાગિયો વર જોવા.

ઊંચી ઊંચી હવેલીની બારી,
    ને વાંકી અટારી,
    મળી સૌ નારી;
        વરણાગિયો વર જોવા.



મ્હાલી મ્હાલી ચાલી
    જાનૈયાની જાન;
    લેવા લાડકાના લગ્નની લ્હાણ.
        મ્હાલી મ્હાલી૦

ઘૂંમર ઘાઘર ઘારીને નારી
　　મ્હેરી લ્હેરીયું જાતી વારી;
　　મુખે ચાવે તંબોળી પાન.
　　　　　　મ્હાલી મ્હાલી૦



ત્યાં......
　　ત્યાં એક કુંવરી આવી.
　　રાવ રતનની રતન સમી
　　રાજ કુમારી
　　રાજ દુલારી...આવી.

ત્યાં......
　　રૂમક ઝૂમક રમતી.
　　છમકછૂમ ઘૂઘરીએ ઘૂમતી
　　ધારી ધારી ગિરધારીને
　　રમકડે રમતી.

ત્યાં......
　　પૂછે એની માવડીને:
　　　　" કોણ છે આ છોરો ?

શાને માટે માથે પ્હેર્યો
એણે કલગી તોરો ?"
કંઇ સમજણ ના પડતી, આંખો ટગમગ ટગમગતી.

જનની જવાબ દે છે;
" પેલું સામે છે ને ઘર,
રૂપાળી રંભા ત્યાં રહે છેઃ
એનો આ છે વર."
પણ સમજણ ના પડતી, આંખો ટગમગ ટગમગતી.

કાલી કાલી બોલી બોલી ન્હાની રાજકુમારી :
"રંભા પરણી,
"રાધા પરણી,

કેમ હજુ કુંવારી, હું કેમ હજુ કુંવારી ?"

કંઇ સમજણ ના પડતી, આંખો ટગમગ ટગમગતી.

હસતાં હસતાં બોલી મા :

"તું હજુ બહુ ન્હાનીઃ
મોટી થઇને પનઘટ વાટે,
ભરીશ જ્યારે પાણી,
આવા કોઇ સુંદરવરની થઇશ તું વહુરાણી."
પણ સમજણ ના પડતી, આંખો ટગમગ ટગમગતી.

૯

ના......ના......
હઠે ચઢી કુમારી...



સમજે ના સંસાર સાર
વરને પર શું વાત ન જાણી—
ત્હોયે ન્હાની આંખડીએ પૂર સમાં
આવ્યાં પાણી.

જ્ઞાન હતું, અજ્ઞાન છતાં;
હૈયે ઊંડી વાત સમાણી.

પ્રેમ હતો નિર્દોષ નિરાળો: બની ગઈ એક પ્રેમ કહાણી.



આજ રહી રહી સાંભરી આવ્યું:
જન્મોજનમનું વિસરાયું શમણું
આવી ને આંખે સમાયું. આજ૦

વ્હાલભર્યાં વ્હાલાંની વચ્ચે
જગત લાગે પરાયું.
મેળવી દ્યો મા, વર મુને મ્હારો
હૈયું હઠે ભરાયું;
સમજે ના સમજાવ્યું.—આજ૦



સૌ હસી પડ્યાં તત્પર.

ન્હાની અમથી છોકરીને
શો દેવો ઉત્તર ?
સૌ હસી પડ્યાં તત્પર :

દિકરીની ઓઢણીનો છેડો ઝાલ્યો હાથે (માયે)
બાંધી દીધું રૂમકડું એનું એની સાથે.
બોલી : "લે આ ત્હારો વર
મૂક્યો ત્હારે માથે."



મીરાંને પૂર્વ જનમ કેરી
પ્રીતરે......મીરાંને.



## દશ્ય બીજું

### ગાયક વૃન્દ

પૂર્યાધૂન

જાન ગઇ વિસરાઇ,
લગ્ન ગયાં ભુલાઇ,
જનમોજનમની પ્રીત પુરાણી રહી ગઇ બંધાઇ.
કાળ પગથીએ ચઢતાં ચઢતાં
પ્રગટી પ્રેમ સગાઇ.
સાત, આઠ,
નવ ,દશ, અગિયાર......

વર્ષ વિતતાં લાગી ન વાર.
શ્યામની સંગે રંગે રમતાં
મીરાં ગઇ રંગાઇ.
સાત, આઠ
નવ દસ, અગિયાર......



### મીરાં

શંકરા ત્રિતાલ

* સાંવલડો મન ભાયો.
દેખત હી મનડો લુભાયો: સાંવલડો૦

---

* ભાતખંડે ક્રમિક પુસ્તક

અંતરો

સોહની સુરત, મોહની મુરત,
મુખસે બીન બજાયો:
સાંવલડો મન ભાયો.



कस्तूरी तिलकं ललाटपटले
वक्षःस्थले कौस्तुभम् ।
नासाग्रे वर मौक्तिकं करतले
वेणुं करे कंकणम् ॥
सर्वांगे हरिचंदनं सुललितं
कंठे च मुक्तावलिम् ।
गोपस्त्रीपरिवेष्टितो विजयते
गोपालचूडामणिः । +

ગાયક વૃન્દ

ગૌડ સારંગ

પગે ઘુઘરું બાંધી
મીરાં નાચે. પગે ઘુઘરું.

---

\+ ગીત ગોવિંદ

ન્હાની ન્હાની અંગુલીઓની
અંજલિયો કરી યાચે,
પગે ઘુઘરું બાંધી.

મીરાં નાચે.



## મીરાં

પ્રભુ આવો !
પ્રભુ આવો, આવો, આવો.
મન મંદિરિયે
આપ નામની પ્રેમમૂર્તિ પ્રગટાવો.
પ્રભુ આવો!
ન્હાનકડા થઈ, લાડકડા થઈ
બાલ સ્વરૂપે જો આવો:
હૈયાને હિંચોળે હીંચું;
મેના, પોપટ, મોર રમકડે
એકવાર રમી જાઓ. પ્રભુ આવો !



ગાયક વૃન્દ

પગે ઘુઘરું બાંધી મીરાં નાચે.
ન્હાની ન્હાની અંગુલીઓની અંજલિયો કરી યાચે.
પગે ઘુઘરું બાંધી.

મીરાં

પ્રભુ આવો !

થાઉં જસોદા જમુના તટ પર
કૃષ્ણ ઢુંઢવા જાઉં.

બની રાધિકા વૃન્દાવનમાં
"પ્રિયતમ પ્રિયતમ" ગાઉં.

બની ગોવાળણ ગોકુલની
હું વન વગડે ફરું છું.

ગાયો ચારી ઘેર આવતાં
દૂધ જરા પી જાઓ.

પ્રભુ આવો.

ગાયક વૃન્દ

પગે ઘુઘરું બાંધી મીરાં નાચે.
ન્હાની ન્હાની અંગુલીઓની અંજલિયો કરી યાચે.
પગે ઘુઘરું બાંધી.



ધ્યાનમગ્ન મીરાંને ત્યાં સ્વપ્ન અનેરૂં લાધ્યું;
રાસે રમતાં મનમોહનની સંગે મનડું બાંધ્યું.



## રાસલીલા



શાં માંડયાં તોફાન ?
દિકરી, શાં માંડયાં તોફાન ?

બની બ્હાવરી બોલી માવડી :
રાવ દૂદાજી સમ શીર દાદા,

લાજ શરમ કૂળની મર્યાદા,
કેમ ભૂલી તું ભાન?

દિકરી, શાં માંડયાં તોફાન ?
શેના આ દિવડા પ્રગટાવ્યા
શેનાં આ તોરણ લટકાવ્યાં ?
ખોટાં ખોટાં મુખથી ગાતી
કોનાં કુંવરી ગાન ?
શાં માંડયાં તોફાન?



દરબારી

સમજ સમજ ઓ લાડકવાયી
રાજકૂળમાં તું છે જાઈ. સમજ૦
ત્હારે કાજે નથી સરજાયાં
ભક્તિ કેરાં ગાન.
રાજકૂળનું ફૂલ તું મોંઘું
ત્હારાં જુદાં છે પરિધાન. સમજ૦
ટગમગતા તારલીયા, કહે તો આભેથી વીણી લાવું,
સોનાને હિંડોળે હીંચી મધુર ગીતડાં ગાઉં;
હેમ કટોરે દિકરી મ્હારી
દૂધ કઢેલાં પાઉં.

પગલે પગલે પુત્રો મ્હારી સુખવર્ષા વરસાવું.
સમજ સમજ સો લાડકવાયી !

મીરાં બોલી—
હૈયું ખોલી—



## મીરાં

નથી મન મોહ્યું તારલીયે મા !
સોનાને ઝૂલે નથી ઝુલવું.

અમૃત સરખાં ભક્તિપાન જ્યાં
દૂધ કઢેલું શું પીવું ?
નથી મન મોહ્યું.

તનના આ તંબુરે મ્હારે પ્રગટ્યા નાદ અનેરા,
પંચ તત્વને તુંબડે મ્હારે તુંહિ તુંહિ ના ડેરા.

તનનો તંબુરો મ્હારો
'તુંહિ તુંહિ'
બોલે શ્યામ.-તનનો ૦

પંચ તત્વને તુંબડે બાંધ્યા વિધવિધ તાર
શ્યામનામનો સુર મિલાવ્યો રિમઝિમના ઝણકાર
'તુંહિ તુંહિ' બોલે
તનનો તંબુરો મ્હારો.

卐

ગાયક વૃન્દ

હે..................

વાગ્યાં ચોઘડીયાં દરબાર !

મોટા મ્હેલોની મોઝાર

આવ્યા દાદા દુદાજી—આવ્યા દાદા દુદાજી !

જાણે કોઈ ઘોર વનમાં

સિંહગર્જના ગાજી:

આવ્યા દાદા દુદાજી.

વ્હાલસોઈ દિકરીને પોતે નવીન સ્વરૂપમાં નિહાળી,
ડગમગતી ચાલે ચાલીને સમીપ આવીને પંપાળી,
ઝીણા નયને નિરખી પોતે કૃષ્ણતણી મૂર્તિ કાળી,
ગહન વિચારે ગંભીર થઈને આંખડી દીધી ઢાળી.

બોલ્યા નહિ કંઇ બોલ !

ન્યાય તણે ત્રાજવડે જાણે

કરી દીધું કંઈ તોલ.

બોલ્યા દાદા દુદાજી !



દુદાજી

માંડવડા બાંધવો ! હોજીરે ! હોજી !

તોરણીયાં લટકાવો,

જોષીડા તેડાવો. માંડવડા૦

માલણ બોલાવો,
ફુલડાં ફેરાવો,
કંકુ ઘોળાવો,
લાડકડીને પરણાવો.
માંડવડા બંધાવો.

ગાયક વૃન્દ

ઢોલીડાનાં ઢોલ ગાજ્યાં મેડતાને દ્વારરે,
સુરીલી શરણાઇ વાગી દુદાજી દરબાર રે.
રૂપાંકેરી ઘુઘરીઓમાં સોના કેરો તાર રે,
મેડતાની કુંવરીને ચિતોડનો ભરથાર રે.

*

હોજી એને ભણકારા વાગે !
સૂના સૂના ખોળીયે એનો આતમડો જાગે-હોજી !
આંગળી ચીંધીને કોઇ બતાવે આવતી આંધી
આઘે હોજી૦
કોનો વર, કોની વહુઆરૂ કોની હું શું થાઉં ?
એક જ સગપણ સમજ્યું મેં જ્યાં હું શીર ઝુકાવું.
સ્યામસુન્દર વર એક જ વર છે.
બીજાં સૌ મ્હારે મન પર છે.
આતમડો મીરાંનો બોલે :
" મીરાં મુરલીધર તુજ વર છે."
હોજી, એનો આતમડો જાગે.
માઝમ રાતને મોખરે શમણાં આવી આવીને ભાગે;
શુકન કહો, અપશકુન કહો, કોઇનાં ચોઘડીયાં વાગે.
હોજી—એને ભણકારા વાગે.



## દૃશ્ય ત્રીજું



**ગાયક વૃન્દ**

પુર્યાધ્વન

જાન ગઇ વિખરાઇ,
લગ્ન ગયાં ભુલાઇ,
દેહ ગયો બંધાઇ ;
આતમ તો યે રહ્યો અનોખો
શ્યામ સંગ રંગાઇ.

મીરાંને મન શ્યામ સુંદરવર
એક જ પ્રેમ સગાઇ.

પીલુ

ધીરે ધીરે ડગભર ભારે,
ચિતોડની પગથારે,
મીરાં આવી સાસરદ્વારે……

કાળ પગથીએ ચઢતાં મીરાં મનમોહનમાં મ્હાલે:
સમય તણી વહેતી સરિતામાં વર્ષ તણાં ફુલ વેરતી ચાલે.

ચાલી જાયરે વણઝાર, ચાલી જાયરે !
સાંઢણીએ સ્વાર થઇને,
કાળ હાલ્યો જાય: ચાલી જાયરે !
ધગધગતા ફાગણિયે ધીખતો,
વરસન્તી વર્ષાએ ભીંજતો,
શિયાળાની શીતે થીજતો,

વસંતને વ્હાણે નાચંતો,
કોઈને મારી–
કોઈને તારી–
ઝાલ્યો ના ઝલાય,
સાંઢણીએ સ્વાર થઈને,
કાળ હાલ્યો જાય–
ચાલી જાયરે. વણઝાર !
સમય આમ નિજ કામ કરે
–ને મીરાં શ્યામનું નામ સ્મરે.
કાયા વિસરી, માયા વિસરી,
શ્યામ નામ એ ના વિસરે.
સમય સમયનું કામ કરે...
રાધેશ્યામ–રાધેશ્યામ–રાધેશ્યામ !
રાધેશ્યામ–રાધેશ્યામ–રાધેશ્યામ !



ત્યારે મોગલ દળના અશ્વો ભારત ભોમની ધૂળ ઉરાડે
ચિતોડ ગઢની ધરતી દ્વારે દુશ્મનનાં દળ પગલાં માંડે.
કોટને કાંગરે ઢોલ વાગ્યાં.
આજ રજપૂત તણાં જોમ જાગ્યાં–કોટને.
વેરીને ભેટવા, તાતી તરવાર. લઈ,
સૂત રજપૂતનાં જુથ લાગ્યાં.
કોટને કાંગરે ઢોલ વાગ્યાં.

રીત રજપૂતની જગ ભલે જાણી લે.
શરણુ જે જાય નહિ મરણને મ્હાણી લે;
પ્રાણુ દે પાથરી ટેકને કારણે,
માંડવે મૃત્યુના જાય ઓવારણે.

સૂત સોલંકીને, સૂત સિસોદિયા,
સૂત મેડતતણા. વીર રાઠોડિયા,
સૂત કો કચ્છવા, સૂત ચોહાણિયા,
સૂત ઝાલાતણા, સૂત હાડાતણા,
વીર દાંતાતણા, સૂત પરમારિયા,
સૂત બુંદેલ, ચંદેલ, વાઘેલિયા,
કૂખને કૂળનું-મુખ ઉજ્જાળવા
અડગ થઈ ખડગ લઈ-ઝટ ધાયા.
કોટને કાંગરે ઢોલ વાગ્યાં.

卐

હે——હે——
હેમ કટોરે કેસરીયાં ઘોળાયાં રાજ.
કુમકુમ જાણે શોણીત થઇને
છાંટણે છંટાયાં રાજ !
હે...હેમકટોરે !

છૂટા કેશકલાપે મા !
સતીમાના પરતાપે મા !

ચેતનિયાં રેલાયાં રાજ !

હે...હેમકટોરે !

ફરી ફરી શું મરવું કાયર !

જરી જરી શું ડરવું કાયર !

ભરી ડગ પાછું શું ફરવું કાયર !

કાળે મુખ શું જીવવું કાયર !



શાં અદ્દભુત આત્મસમર્પણ !

વીરનાં દેહવિસર્જન !

શાં અદ્દભૂત આત્મ-સમર્પણ !

ખપી ગયાં વ્હાલેરાં—

ખપી ગયાં મોંઘેરાં—

સાજ સજી રજપૂતની ફોજ—

વીર જયમલ, રાણાજી ભોજ—

મોટા ન્હાના રજપુત રાણા

ભેટયા જઇને મોત અનેરાં–

તોય મીરાંને તંબુરતારે

'તુંહિ તુંહિ' ના ડેરા

રાધેશ્યામ, રાધેશ્યામ, રાધેશ્યામ.



## દ્રશ્ય ચોથું

### ગાયક વૃન્દ

સ્વર્ગવાસ રાણો સીધાવ્યા,
દિયર વિક્રમજીત ગાદી આવ્યા.
સુખદુ:ખથી પર મીરાંએ,
તો ય પ્રભુનાં ગીતડાં ગાયાં.



દેવરિયાના કાનમાં રેડાયાં કંઈ ઝેર:
"રાણાજી થોરા રાજમાં
ભાભીજીરો કેર !"
દેવરીયાના કાનમાં રેડાયાં કંઈ ઝેર.
મધરાતે ઝાંઝરીયાં ઝમકે,
દિન ઊગે ને ઘુઘર ઘમકે
પરપુરુષ સાધુની સંગે નાચે મીરાં ઠમકે ઠમકે,
આ તે શાં અંધેર ?
દેવરિયાના કાનમાં...
તુળશીના કયારાઓ રોપી,
કૂળતણી મર્યાદા લોપી,
બાંધ્યાં સૌથી વેર:
થોરી ભાભીજીરો કેર.—રાણાજી.
દેવરિયાના કાનમાં રેડાયાં કંઇ ઝેર.



રોષ કરી રાણાજી ઊઠયા
લઈ તાતી તલવાર.
કલંકિનીને કાપી નાખું
પળ ના લાગે વાર.
કાતિલ વિષનો જામ ઘુંટાવો
ભાભીજીને પાઓ.

કહો, " ભાવે ભેજ્યાં દિયરીએ,
ભાભી! પીને પાવન થાઓ".



દૃશ્ય પાંચમું

મીરાં

\+ મુખડાની માયા લાગી રે
મોહન ત્હારા.

મુખડું મેં જોયું ત્હારૂં,
સારૂં જગ થયું ખારૂં;
હવે તને ના વિસારૂં રે.
મોહન ત્હારા.

પાતિ વાકો ભેજીયે જો હોયે પરદેશ;
જો નિશદિન મનહી બસે તાકો કૌન સન્દેશ?

મુખડાની માયા લાગીરે
મોહન તારા.

---

\+ મીરાંબાઈ

પ્રિતમ હમ તુમ એક હય,
કહન સુનન કો હોય;
મનસે મનકો તોલીયે,
દો મન કભી ન હોય.

મુખડું મે જોયું ત્હારૂં, સારૂં જગ થયું ખારૂં;
હવે ત્હને ના વિસારૂં રે...મોહન ત્હારા.

બાર બાર તવ દરસકો,
હ્રિદય ઉઠત અકળાય;
અબ દર્શન જેહી વિધ મીલે,
કીજે સોઇ ઉપાય.

મુખડાની માયા લાગી રે
મોહન તારા.



રાણાજી

કાના મુખડાની માયા ભાભીજી, કહેશો લાગી?
રૂધિર તરસ્યાં ખડગ થકી નાખું એને કાપી,
ભાઇ અમારો, કંથ તમારો, રણમાં ગયો કપાઇ;
તમને એનું દુઃખ ના કાંઇ: ગઇ વિસરાઈ સગાઈ.



**મીરાં**

જેને જોઈ હું વિસરૂં દુખડું,
એવું મુરલીધરનું મુખડું.
જેને જોઈ.

જેના ચરણુની સેવા સાટે સ્વર્ગ દ્વાર થયું ઢુંકડું,
એના ચરણે ચાકર થઈને જીવવું એજ જીવન સુખડું;
એવા મુખડાની માયા લાગીરે. મોહન ત્હારા.



રાણાજી

જેની માયા લાગી એની કાયા ક્યાં ગઈ ભાગી ?
ક્યાં ગયો સંતાઈ ભાભી? શ્યામ સુન્દર તમ સુહાગી ?

જેની સંગે રાચી નાચી,
કૂલ તણી મર્યાદા ત્યાગી;
આજે હું પણ જોઈ લઉં, શ્યામ ત્હમારો વરણાગી.



મીરાં

અંતરને અજવાળે
નયનો મ્હારાં ભાળે
રાસ રંમતા પ્રભુ મીરાંના.

નિરખો, નિરખો રાણા !
ફરી ફરી નહિ આવે ટાણા,
રાસ રમે છે પ્રભુ મીરાંના.



कस्तूरी तिलकं ललाटपटले
वक्षःस्थले कौस्तुभम् ।
नासाग्रे वर मौक्तिकं करतले
वेणुं करे कंकणम् ॥
सर्वांगे हरिच्चंदनं सुललितं
कंठे च मुक्तावलिम् ।
गोपस्त्रीपरिवेष्टितो विजयते
गोपालचूडामणिः । +



ગાયકવૃન્દ

વિકટ હાસ્ય કરી રાણા બોલ્યા,
ધન્ય ધન્ય ભાભીજી આપે
નયનોનાં પડળો ખોલ્યાં!

રાણાજી

એમ નહિ નિરખ્યા નિરખાશે
જ્યારે મૃત્યુના ઘુંટ કડવા
ઘુંટી ઘુંટી પીવાશે
સ્વાગત કરવા શ્યામ ત્હમારૂં
મત્યુને માંડવડે ધાશે
ત્યારે જેને ચાહો નિરખવા
હૈયું ભરી ભરો નિરખાશે

+ ગીત ગોવિંદ

**મીરાં**

વન વગડાના વાયરા વાયરે
　　કાનો ઘૂઘરીયે ઘુમતો ગાયરે
રાસે રમે, રાસે રમે
　　સૌ ગોપીઓની સંગ
જામ્યો વૃંદાવનને મારગડે રંગ
　　　　　　　　　　વનવગડાના.

ઘેરી ઘેરી એની વાગે મુરલીયા
ગોરી ગોરી રાધાને સુન્દરશ્યામલીયા
　　　　　　　　　　વનવગડાના.



ગાયકવૃન્દ

× હે...મીરાંને પૂર્વ જનમ કેરી પ્રીતરે,
ઝેરનો પ્યાલો રાણાજીએ મોકલ્યો
　　　　　　　　દેજો મીરાંને હાથ...



**મીરાં**

જુનું રે થયું રે દેવળ જુનું રે થયું,
મ્હારો હંસલો ન્હાનો ને દેવળ
　　　　　　　　જુનું રે થયું.

---

× આ અને પછીનાં ગીત મીરાંબાઈનાં છે.

આ રે કાયા રે હંસા ડોલવા લાગીરે
પડી ગયા દાંત માંહ્યલી રેખું તો રહ્યું.
મ્હારો.

બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ
ઝેરનો પ્યાલો હું તો પ્રેમથી પીઉં.
મ્હારો.



ગાયકવૃન્દ

ઝેરનો પ્યાલો રાણાજીએ મોકલ્યો;
દેજો મીરાંને હાથ.

અમૃત જાણી મીરાં પી ગયાં;
જેની સ્હાયે શ્રી વૈકુંઠનો નાથ.
મીરાંને પૂર્વ જનમ કેરી પ્રીતરે.



## મીરાં

બડે ઘર તાલી લાગીરે.
મ્હારા મનની ઉણારથ ભાગીરે.
બડે ઘ૨૦

કાચકથીરસું કામ નહિ
લોહા ચઢે શીર ભાર
સોનારૂપાસું કામ નહિ
મ્હારો હીરાંરો બેપાર.
બડે ઘર૦

રાણાજી થોરો દેશલડો રૂડો
લાગે મ્હને કૂડો.
હરિકી ભક્તિ કરે નહી કોઈ
લોગ બસે સબ કૂડો
રાણાજી.

મીરાં હઠીલી કહ સન્તસો
બર પાયો છે રૂડો,
થોરો દેશલડો રૂડો;
લાગે મુને કૂડો.



ગાયક વૃન્દ

મગન હોઈ મીરાં ચલી,
તેરો કોઇ નહિ રોકણુહાર;
લાજ શરમ કુળકી મર્યાદા,
શીરસે દૂર કરી
મગન હોઇ મીરાં ચલી.



# ભૂખ

આ આખીયે કથની કેવળ કાલ્પનિક છે.

કાલ્પનિક છે એટલે અસત્ય નથી, જુઠ્ઠી નથી, બનાવટી નથી. કાલ્પનિક છે છતાં આકાશમાં તપતા સૂર્ય સમી એની સચ્ચાઇ સાબીત કરવાની જરૂર હોય ખરી ?

જાણનાર એક વાત જાણી લે. ફૂલની ફોરમે ફોરતી કોઇ વસંતમાં ભૂલાં પડેલાં કો પ્રિયતમ પ્રિયતમાનું આ સોહામણું સ્વપ્નું નથી. નથી આમાં ચન્દ્રિકા ચન્દ્ર વિયોગે ઝૂરતી; નથી મોરલા બોલતા કે નથી કોયલ પંચમસૂર આલાપતી !

આ તો રૂદન છે, સાવ સાચું—શેરીએ શેરીએ—ઘેરેઘેર માનવ માનવની આંખડીએ ઉભરાતું. લખનારે લખીને, નૃત્યકારે નાચીને, ગાનારે ગાઇને, કોઇને યે દોષ દીધો નથી.

કોક દિ' એવો આવશે જ્યારે જગત એનો જવાબ માગશે ને—આપશે!

૧૯૪૩ ની વાત ભૂલી ભુલાય એવી નથી.

જોનારે જોયો ન્હોતો, સાંભળનારે સાંભળ્યો ન્હોતો, અનુભવીએ અનુભવ્યો ન્હોતો એવો દુકાળ બંગાલને બારણે મડદાઓના ઢગ વચ્ચે ઊભો હતો.

પભલા કોળી જેવા કેટલાયે ખેડુતોને અણસમજમાં હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. પેટ કૂટતાં નિરાધારોએ હાથ લંબાવ્યા: "ખાવા આપો !"

લાંબી વાત નથી. ચોરે ને ચૌટે ચોઢાયલા રંગરંગીલા ચોપાનીએ ખભલા કોળીને લોભાવ્યો: "અનાજ વાવો"

"અનાજ વાવો"ની બૂમે એને ઉશ્કેર્યો. ઉન્હાળાની આગે, શિયાળાની કડકડતી ટાઢમાં થીજતાં, સૌએ મળીને અનાજ વાવ્યું... ધાનનો ઢગલો આભલાની કોરે જઇને અડયો !

......ત્યાં એક સોદાગર આવ્યો. સોદો થયો. દોઢીયાં દેખાડીને ખાવાનું ખેરવી લીધું.

આકાશમાથી આગ વરસવા માંડી......બોમ્બ !...રણગાડીઓ ધરા ધ્રુજાવવા માંડી...ભાગો ! ધરતીને ખંડખંડ પ્રચંડ જ્વાળા પ્રગટી. દોઢીયાં કંઇ ઓછાં ખવાય છે ભાઇ !

જેણે વાવ્યું એ જ ભૂખે મરવા માંડયાં......

ઘરનાં છોકરાંએ ચંટી ચાટી.........!

# ભૂખ



એક ઢોલીડો ઢોલ ઢબુકતો કે' સારા જગને વાત સુણાવીને રે'
આજ આંખડી ભીની લૂછો ન લૂછો મારી મૈયાની વાત પૂછો ન પૂછો.
એનો ધ્વજ જગે ઉડે ઊંચો ઊંચો કદી ભારત સૂત ભૂખ્યો ન સૂતો;
એવી લીલુડી ભોમ અમારી હતી.

સારાં જગને દાન દેનાર ભારતની દશે દિશે બલિહારી હતી
કદી ભૂખની વાત ન જાણી હતી, ધન ધાન્યની ત્યાં તો ઉજાણી થતી.



ત્યાં વર્ષ વીંટાયાં કાળ મહીં
અને કાળ રહ્યો વિકરાળ બની.
એક પભલો કોળી જીવતર તોડી
વીસ વીંઘાને ખેત ખેતી કરે.

એને હતી એ છોડી, ચુંદડી ઓઢી,
પનઘટ વાટે પાણી ભરે; સૌ ખેતી કરે.

જાણે ચંદ્રચકોરી ખીચડી ઓરી
ભૂખ્યા બાપને ભાણું ધરે; સૌ ખેતી કરે

એક છગનો છોરો, એની અમથી વહુ જાણે ફૂલનો મ્હોરો
આંધળી મા ને બાપ બિચારો હરિનું કીર્તન નિત કરે,
હરિ રામ હરે; સૌ ખેતી કરે.



ત્યાં........ચોરે ને ચૌટે ચોઢયાં ચોપાનીયાં
ચોરે ને ચૌટે શેનાં ચોપાનીયાં ?
શેનાં ચોપાનીયાં ?

ચોરે ને ચૌટે શેનાં ચોપાનીયાં ?
એ......ઓરાં આવજો.
ચોરે ને ચૌટે શેનાં ચોપનીયાં?
શેનાં ચોપાનીયાં?
રૂપલો આવ્યો, રૂડકી આવી, રૂડકીની છોડી આવી,
ગંગા સાથે જમના આવી,
છોકરાંઓની ટોળી આવી.
શેનાં ચોપાનીયાં ?
ચોરે ને ચૌટે શેનાં ચોપાનીયાં ?
ચોરે ને ચૌટે શેનાં ચોપાનીયાં ?
પભલો પૂછે કે'ને અલ્યા ભાણીઆ,
શેનાં ચોપાનીયાં ?
આ વેને ફરે કેમ વાણીઆ ?
શેનાં ચોપાનીયાં ?
ચોરે ને ચૌટે શેનાં ચોપાનીયાં ?
ચશ્મા ચઢાવીને ભાણીઓ આવ્યો, વાંચતાં લાગી વાર;
ઊઠયો હડાપ દઈ,
બોલ્યો ભડાક દઈ,
સૌએ ગમાર છો, સૌએ ગમાર છો, સૌએ ગમાર.
આ તો લાગી લડાઈ દૂર દરિયાને પાર
આ એનાં ચોપનીયાં.
ચોરે ને ચૌટે એનાં ચોપાનીયાં.



માટે, વાવો અનાજ,
હવે વાવો અનાજ,
રાખવાને લાજ હવે વાવો અનાજ.

સોનેરી કુંડલે મોતીના સાજ,
રાખવાને લાજ હવે વાવો અનાજ.

હે.........શીતળ શિયાળે,
મેહુલાની ધારે,
ઊને ઉનાળે,

કાયાના કટકા કીધા, ધાનના ઢગલા દીધા,
વાવ્યું અનાજ, એવું વાવ્યું અનાજ.
રાખવાને લાજ એવું વાવ્યું અનાજ.



હે છાયો, હે છાયો, છાયો આનંદ છાયો
હે તારે શેતરંજે.
ઊંચો ઊંચો બનાયો, નહિ ધરતીમાં સમાયો,
હે છાયો, હે છાયો..............



ત્યાં આવ્યો, ત્યાં આવ્યો સોદાગર,
મોટાં મોટાં ખીસાંમાં નોટો કેરા થર;
ત્યાં આવ્યો સોદાગર.
સૌએ બોલ્યા: વાહ ભાઇ, (આ તો) સારો સોદાગર.
આવો, સૌ બેસો, સૌ વાત કહું;
રાખશો ના ડર: બોલ્યો સોદાગર.
કાળ આવ્યો કપરો ને દુશ્મન છે બહુ જબરો;
દઉ માંગો તેટલા જર, ખીસાં થાશે તર:
એવું બોલ્યો સોદાગર.

અનાજ લઉં, પૈસા દઉં;

એક હજાર—નારે બાપ !
બે હજાર——નારે બાપ, નારે બાપ !
ના વેચવાં જીવતર, તું જાને સોદાગર.

તો પાંચ હજાર, દસ હજાર,
માગો તો વીસ હજાર.
માગો તેટલા દઉં, પણ દાણેદાણો લઉં.



એમ ધનને સાટે ધાન વેચાયાં;
અમૃત જામે ઝેર દેવાયાં.
બુરખો કાળો ઓઢી વિધિએ
આખરનાં ગીત ગાયાં.



સૌએ મળીને પછી માંડી ઉજાણી.
ભાવિના ભીતરમાં છુપાઈ વાતડી
કોઈએ ના જાણી......

ચૂલા ઉપર ચરૂ ચઢ્યા,
ચકાચક લાડુ કર્યા.

રૂપલો, રૂડકી, ભાણીઓ, સહુ
પભલો, છગનો ને છગનાની વહુ.
કહે જીવનની મોજો આજે માણી.

સૌએ.........

કંઈ કંઇ આશાના કોડમાં
સૌએ સૂતા મીઠી સોડમાં
સોનેરી શમણે નીંદર તાણી.

સૌએ.........



ધીમે ધીમે

ધીમે ધીમે

ખોવાયું શમણું,
સુખનું શમણું.
બીડયાં નયને બંડ ઊઠે આથમણું;
ધીમે ધીમે ધીમે ધીમે.



ધરતીને ખંડ ખંડ જાગી જ્વાળા પ્રચંડ,
દશે દિશાઓ ઘેરાય.
ઊંચે ઊંચે આભલેથી અગ્નિ વરસાય:
જાગો, જાગો.
ગોઝારી પૃથ્વીને પાટલે
જમની જમાત ભેગી થાય:જાગો............
જાણે આખરનું ઓઢીને ઓઢણું
પૃથ્વી પ્રલયગીત ગાય: જાગો.........
લીલુડાં ખેત જળ્યાં, માનવના દેહ ગળ્યા,
કેમ રહેવાય ? કેમ સહેવાય?
માનવ જ્યાં માનવનો દુશ્મન થઈ જાય: જાગો.........

ભૂખ, ભૂખ, ભૂખ....
ભૂખ લાગી ભવભવની.
ધૂળ ઉડે સમરાંગણની
ભૂખ...
ખાવા આપો, ખાવા આપો,
એઠું જુઠું કંઈ તો આપો ભૂખ.



ડાકળાં વાગે છે માનાં.
ભૂખની ભૂતાવળ જાગે છે.
માગે, છે માગે છે.
ભૂખ ઊઠી છે કણકણની
બૂમ પડી છે જનજનની.



પભલો કોળી ભૂખને કાંટે
જીવતર તોળી,
ભરી દે છે જમની ઝોળી.
છૈયાં છોકરાં, આંધળી માવડી,
ઝાલી 'આવડી,
મોતના મૂખમાં
દે છે ઝબોળી.



થોડાં થોડાં મોતીડાં દેજો
 સુખમાં સૂનારા.
જનની કેરાં જતન કરવા
 રતન દેજો રતને રમનારાં
રોટલામાંથી કટકો દેજો
 રંક અને રાણા.
આવ્યાં છે ટાણાં: એવાં ટાણાં
 ખૂટયા છે દાણા.
ઘરઘરની છે દિવાળી જુદી:
 રૂદનનાં છે વ્હાણાં.
કોઇનાં બાળક ઘુઘરે રમતાં:
 કોઇનાં ખાલી ભાણાં.
બારણે બારણે સંદેશો કે'જો:
 "મોકલજો દાણા.
એક જ માનાં પેટ લજાણાં
 મોકલજો નાણાં;
 સૌ મોકલજો નાણાં."



# પરાકાષ્ટા



નામોશીએ નીતરતું આ નાટક છે.

એક શિવમંદિરમાં પાંચ વર્ષે પુત્ર આવ્યાના પ્રસંગે નગરના ધનિક શેઠ તરફથી આનંદોત્સવ ઉજવાય છે, ઘંટારવ થાય છે, નૃત્ય યોજાય છે, ગરીબને વસ્ત્ર–અનાજ વ્હેંચાય છે. મંદિરના ચોગાનની ધરતીની ધૂળમાં એક અંત્યજ યુગલ પોતાના બિમાર સુતની પ્રાણ–રક્ષા પ્રાર્થવા ઊભું છે. પ્રભુને પ્રાર્થતા પ્હેલાં, મંદિરના મહાજનોને પ્રાર્થના થાય છે:

" માબાપ ! ભગવાન પાસે દીકરાનું આયુષ્ય માંગવા દેશો ? "

જવાબ મળે છે: " હટ્ હટ્ !"

નયનોનાં આંસુ નીતારી નાખે એવી વિનંતી અને તિરસ્કારની ધૂળ વચ્ચે અચાનક શેઠનો ચિરંજીવી બિમાર પડયાના સમાચાર આવે છે. દોષનો ટોપલો અંત્યજનો શીરે ઢળે છે કે " તમારી મેલી આંખે જ આ બધું કર્યું છે. " વિનંતી એની પરાકાષ્ટાએ પ્હોંચે છે: "માબાપ ! અમે એવાં નથી. જો લાખોના પાલક શેઠનો બાળક બચી જતો હોય તો ભલે અમારો આ લાડકો, પ્રભુ લઇ લે. એનો પ્રાણ ભલે મ્હારા બાળકના પ્રાણના ભોગે સંધાય....આટલું તો પ્રાર્થવા દ્યો માબાપ !

અમે યે માનવી છીએ હો !



ગાયકવૃન્દ

એક વડલા કેરી છાયે નિત દેવનાં દર્શન થાયે,
વર્ષોથી એક દેવનું મંદિર, ભવ્ય બની સોહાયે...એક વડલા.
નગર મહીંથી નર ને નારી, સુંદર વસ્ત્રો અંગે ધારી,
પ્રભુ પૂજનીયે જાયે...એક વડલા

ઉડી ઉડી દૂર ગગન ઝરૂખે, સમી સાંજનાં પંખી ટહુકે;
લોકવૃંદ ઉભરાયે.

મંદિર ગોખે દીવડા પ્રગટે, મંગલ આરતી ગાયે.
શું શિવમંદિર સોહાયે. એક વડલા.



## આરતી

વંદન કરીએ ત્રિલોચનધારી, ત્રિશૂલધારી કલ્યાણકારી પ્રભુ વંદન
દેવ દયાળુ સૃષ્ટિ સકળના, તુજ વિણ ચાલે આ જગ પળ ના,
ધોને પાપ વિદારી . ...... ...પ્રભુ વંદન.

ભવતારક ભવસાગર તારો,
પાપનિવારક પાપ નિવારો
જગ કૈલાસવિહારી... ... . ..... ..............પ્રભુ વંદન.

### ગાયકવૃંદ

ભલે પધાર્યા શેઠ નગરના: જોઈ શેઠ દોડયો પૂજારી
મૂકી આરતી હેઠ..... ......ત્યાં.
પાંચ વર્ષે ઘેર પુતર આયો, શેઠ તણો આનંદ ન માયો.

### શેઠ

લ્યો પૂજારી તમ કાજે આ કંચનહાર સવાયો.
ફળ ફૂલ ભોજન આરોગો, આ સુંદર વસ્ત્રો લાયો.
આજ મારે ઘેર પુતર આયો (૩)......ભલે પધાર્યા.

### ગાયકવૃંદ

ધન્ય ધન્ય કહી કહે પૂજારી, જુગ જુગ જીવો શેઠ,
આનંદી થઈ આશીષ દેતાં સ્વીકારતો હું ભેટ તમારી (૨)
સ્મિત કરતાં શેઠ વદ્યા: (૨) આનંદો સૌ આજ.
શિવ સમીપે નૃત્ય કરાવો; (૨) વગડાવો સૌ સાજ.
આજ મારે ઘેર પુતર આયો (૨) રાખી પ્રભુએ લાજ. (૨)
ઘરઘર સાકર વ્હેંચાવો, દ્યો ગરીબને અનાજ.
ભલે પધાર્યા, રાખી પ્રભુએ લાજ.



### ગાયકવૃંદ

ધનિક શેઠના આનંદે અભિવૃદ્ધિ કરવાને કાજે,
પુકાર કરી પૂજારી એ કહે સૌ ઉજવો ઉત્સવ આજે.
આજ શેઠગૃહ પુતર આયો, નૃત્ય થવા દ્યો ઘુઘર ગાજે;
નૃત્ય પૂરું થયું શિવસાન્નિધ્યે, તાલ પડયો પખવાજે.



### નૃત્ય

ડમક ડમક ડમરૂ વાગે,
તાલ દઇ નાચે સદાશિવ ગૌરીની આગે,
શેષનાગ શિર પર શોભે, ભસ્મ લલાટે લાગે.
વિવિધ ત્રિભુવન ડોલી રહ્યું, તાંડવના રાગે–ડમક ડમક પધપ
ત્રિવિધ સાજ પખવાજ વાજે, ને શંકરગણ સૌ રાજે.
ત્રાહિ ત્રાહિ પુકારે સહુ, પ્રભુ શું ખુલે ત્રિલોચન આજે ?
શું ખુલે ત્રિલોચન આજે?........ .. ડમક ડમક
ભુંગળ વાગે ભૈરવની, નોબત વાગે જગભરની.
નૃત્ય કરે નટરાજ થનક થઇ થનક થઈ થનક થઇ
સૃષ્ટિ સકળ જાગે......... ...ડમક ડમક.
પપધની ધપ, પધની ધપ, પધમપસા, સારેનીસા, પધ, મપ,
ગમગરે, ગ, મ, પ, સા, પ.



### ગાયકવૃન્દ

ત્યાં............. ત્યાં રંગ મહીં કંઇ ભંગ પડયો,
એક હરિજન યુગલ કેરો કરૂણ કારમો સાદ પડયો.
ભાન રહિત દીકરો માડીનો, શિર ઢાળીને રહ્યો પડયો.
" પ્રભુ, બચાવો ! પ્રભુ, બચાવો ! અમ બાળક આ મરવા પડ્યો. "
કરૂણ કારમો સાદ પડયો.

" હારી, હારી હું ગરીબ નારી, હવે પ્રભુ તુજ પંથ જડયો,
પ્રભુ, બચાવો બાળક મારો," કરૂણુ કારમો સાદ પડયો.



ગાયકવૃંદ

" હટ્, હટ્, હટ્, હટ્," સૌ બોલી ઊઠયાં ઝટપટ.
કયાંથી આ મંદિરના માંહી, ઢેડ ઘુસ્યાં કંઇ કરો ખટપટ હટ
ક્રોધ કરી બોલ્યો પૂજારી: "કેમ અત્રે ઓ નીચ તું નારી !

પૂજારી

અભડાવે મંગલમય મંદિર, વાત વિપદની ભારી ..હટ્,
ઉજળી કોમનું મંદિર બાંધ્યું, તારું એમાં છે શું રાખ્યું ?
કોઈ છે કે ચોકીદાર, એને કાઢો ધક્કા મારી. હટ્.



ગાયકવૃંદ

આવ્યો મંદિરનો રખવૈયો, લાંબી મોટી ડાંગ લઇ એક ભયાનક ભૈયો.

ભૈયો

"કૌન સસુરકી આઈ ઇધર હૈ, બાત નહી સુનૈયો ?
એક હમારી ડાંગ પડેગી, જાયગો રામ રમૈયો.
એ બંમભોલાકા મંદિર હય, નહી ભંગી કોઈ બસૈયો "



નયનોમાં નીર ભરી, સાળુડો પાથરી, પ્રાર્થે છે અંત્યજની નારી,
"ઉજળી આ કોમનાં, એવાં શાં પાપ કર્યાં,
રહ્યાં નહી તારાં અધિકારી ? પ્રભુ ! (૨)"

## અંત્યજ નારી

લાખ લાખ ફૂલનું મૂલ પ્રભુ એ મારું લ્યોને ઉગારી...પ્રભુ.
થાય જીવતર આ જીવ્યું ધૂળ—લાખ લાખ.

અંત્યજ નારીને પેટે અવતાર લઈ,
ઊછેર્યું આ લાડકું ગુલ મ્હારું.

અંત્યજ થઈ મરવાને માંદો પડ્યો,
અંત્યજ છે એ જ એની ભૂલ શું ? લાખ લાખ.



### શેઠ

"હટ્ હટ્ હટ્ !" સૌ બોલ્યાં પાછાં ઝટ.
આગળ આવી શેઠ વદ્યા;
"આ શી માંડી ખટપટ નિર્લજ !—હટ્

બાળક તુજ બિમાર પડ્યું તે શું કરવાનું કોઈ ?.
સત્વર લઈ જા વૈદ્યની પાસે, સારું મુહૂર્ત જોઈ. હટ્ હટ્

દવાખાનું નથી, મંદિર છે,
આ પ્રભુ બિરાજ્યા: હકીમ નથી.

અંત્યજ કોમને મંદિરમાં, દાખલ કરવા નીમ નથી."—હટ્ હટ્



તવ નાખી નિશ્વાસ ઉનેરો, બોલ્યાં અંત્યજ નર ને નારી :

### અંત્યજ સ્ત્રી

"રંક રાયનો પ્રભુ છે સરખો, સુણો વિનંતી અમ્હારી.
લાંબી સોડે સૂત સુતો છે, પ્રભુ દેશે ઉગારી.

વિશ્વ સકળનો વધ અનેરો, દૂભ્યા જન દે તારી.
શેઠ મારૂં લાખ લાખ મૂલનું ફૂલ,
શું અંત્યજ છે એ જ એની ભૂલ ? શેઠ.
પુત્ર તણા પિતા થઈ, પુત્રપ્રેમ જાણો છો,
પાંચ વર્ષે પુત્ર આવ્યો, આપ કેવા મ્હાલો છો ?
હુ ચાહું છું ચરણોની ધૂળ—શેઠ.
પૂજારી, પૂજીએ છીએ તારા ચરણીયા,
શેઠજી પૂજીએ છીએ તારા ચરણીયા,
જવા દો પ્રભુ પાસ લેવા શરણીયા,
મારા લાડકડે માંડયા મરણીયા, મોતની સજા છે કબુલ—શેઠ.



" હદ હદ હદ ! "
ત્યાં નોકર આવ્યો હાંફતો,
બોલી શકે નહી ઘડીભર તો,
ઊભો રહ્યો દિલ કાંપતો........ ત્યાં.

### નોકર

બોલ્યો: ' શેઠજી સત્વર ચાલો, સુત પડયો બિમાર,
આંખડી ચડી ગઇ, આંકડી આવે, વદ્ય બન્યા લાચાર,
સત્વર ચાલો ઘર મોઝાર. "



### ગાયકવૃન્દ

ઉજવ્યો ઉત્સવ રહ્યો અધૂરો, શેઠ દીન થઈ ઘેર સિધાવે,
આનંદ વિષાદ નડયો શું, નયને આંસુ લાવે.
આ શું ? ઘડી પ્રભુ સુખ પ્રગટાવી, પાછો દુઃખની આગ બિછાવે
રડી ઊઠી અંત્યજ અબળા: કાં પ્રભુ શીર પર તહોમત લાવે ?

## પૂજારી

પછી વદ્યા પૂજારી બાપઃ "ઓ નીચ નડયાં તુજ પાપ,
શુદ્ધ દેવમંદિર અભડાવ્યું, પ્રભુએ દીધા શાપ.—ઓ નીચ.
શેઠ ગૃહે જે બાળક આવ્યું, તમ આંખડીએ ના દેખાયું;
તે જપીયા મેલા જાપ. "—ઓ નીચ હટ્ હટ્ હટ્"



## અંત્યજ સ્ત્રી.

નયને આંસુ લાવી બોલી હરિજન કેરી નારી.
" કેમ પૂજારી વદો આકરાં આવાં વચનો અત્યાચારી ?
અમે નથી એવાં, માબાપ, મેલું જગનું ઉશેટીયે,
પણ દિલ રાખીયે સાફ.. અમે નથી.

પ્રભુ દર્શનીયે આવી આજે, મુજ બાળકના જીવન કાજે,
કરો ગુન્હો હોય જો માફ...અમે નથી.

નથી મેલી અમ આંખડીયો કે મેલાં કરીએ કામ,
તે કરતાં તો મરીએ પીને, ઝેર ઘુંટેલા જામ.
કોણ સુણે વિલાપ?...અમે નથી"

## અંત્યજ પુરુષ

"જો જીવતો રહે સુત શેઠનો, લઇ લો પ્રભુ મુજ લાડકવાયો,
મુજ બાળકનું લઇને જીવતર, સાંધો એનો પ્રાણ સવાયો."

## અંત્યજ સ્ત્રી

"જો બચી જાયે લાખનો બાળક, છોને મરતો મુજ દૂધપાયો,
લેખ જુદો લઈ આવી હતી પ્રભુ, હવે જુદો મેં લેખ લગાયો,
લઇ લો પ્રભુ મુજ લાડકવાયો.
સૌ માફ કરો અમ પાપ: અમે નથી એવાં માબાપ !



## ગાયકવૃન્દ

ચિરંજીવી તો ચિરંજીવી છે, છો ઘંટારવ થાય પાછા (૨).
શેઠગૃહેથી કહેણ આવ્યાં: વળી આનંદ છવાય મંદિરે (૨).
અઘોર ઘોર ઘંટારવ વચ્ચે, ખાલી ખોળીયું લઇ બાળકનું,
લેવા આવ્યાં: દઇને ઊભાં દાન વ્હાલા નિજ બાળકનું.
ત્હોય ન ફરકયું સહેજ રુવાડું, કહેનારા સૌ પાળકનું.
અન્યાયે શું ભાન ભુલાયું અખિલ વિશ્વના ચાલકનું ?
કાન હોય તો સુણ ઓ અખિલ વિશ્વના વિધાતા,
ત્હારી સરજી સૃષ્ટિમાં આ કેવી પાપપરાકાષ્ઠા !
પરાકાષ્ઠા ! પરાકાષ્ઠા ! પરાકાષ્ઠા !



# સોનાનું ઝાંઝર



એક હતાં દાદીમા, અને એક હતી દાદીમાની દિકરી. દિકરી કન્યાશાળે ભણવા જતી. એક દિવસ એવું બન્યું કે દિકરીએ ઘેર આવીને રૂસણું લીધું: "મ્હારે સોનાનું ઝાંઝર પ્હેરવા જોઇએ." દાદીમા ચીઢાણાં: "વાર તહેવાર વિના ઝાંઝર શાનું?" દિકરીએ કારણ આપ્યું કે મ્હારી શાળા સુવર્ણમહોત્સવ ઉજવે છે. એ પ્રસંગે નૃત્યમાં મ્હારે ઝાંઝર પ્હેરીને નૃત્ય કરવાનું છે. સ્વાભાવિક રીતે દાદીમા સંતોષ અનુભવે છે. અને દિકરીને ઝાંઝર આપી સુવડાવી દે છે.

અને નિંદરને ખોળે દિકરીને સ્વપ્ન આવે છે. દૂર વસંતની ફૂલ-કુંજમાં દિકરી ભૂલી પડે છે, એનું ઝાંઝર ખોવાઇ જાય છે. બિચારી... દાદીમાની દિકરી તો રડવા બેસે છે. ત્યાં સ્વર્ગમાંથી પરી ઉતરીને આવે છે. દિકરીને કહે: "તું રડ નહીં. મ્હારા સાથે અમારા પરીઓના દેશમાં ચાલ. ત્યાં અમારી પરીની મહારાણી તને તારલીયાની ઘુઘરીયે-દૂધગંગાની દોરે ગુંથેલું ઝાંઝર દેશે." એટલે...દિકરી પરીની સાથે પરીઓના દેશમાં જાય છે.

ધીમે ..ધીમે ..ધીમે...સ્વપ્ન આગળ વધે છે. રસ્તામાં, વાદળી, વીજળી, વર્ષા મેઘધનુષ્યના સુંદર સાત રંગ અને છેવટે ચંદ્રમા-પણ મળે છે...આગળ-આગળ-ચાલતાં છેવટે પરીઓનો સુંદર પ્રદેશ આવે છે.

પરીની મહારાણી મહેલમાં વિરાજી છે. પરી મહારાણીના કાનમાં દિકરીની વાત કહે છે...અને પરીની મહારાણી દિકરીને "તારલીયાની ઘુઘરીયોવાળું.." ઝગમગતું ઝાંઝર આપે છે.

અને...ત્યાં દિકરી જાગે છે...

સુવર્ણ-મહોત્સવ-ઉજળું-સવાર થાય છે.

# સોનાનું ઝાંઝર

ગાયકવૃન્દ

રાગ–દેશ

થાકી થાકી રજની ખોળે, સન્ધ્યાએ જ્યાં શીર ઝુકાવ્યું,
ગગનને ગોખે દૂર દૂર કંચનવર્ણું વ્યોમ સુહાવ્યું,
આથમ્યું અજવાળું, થયું અન્ધારૂં કાળું,
જ્યારે સૂરજદાદા સોનાથાળે બેઠા કરવા વાળુ.

ગાયકવૃન્દ

મિશ્ર કેરવા

એક દાદીમાની દિકરી,
રૂમઝુમતી આવે દિકરી,
ઘુઘરીયે ઘુમતી દિકરી,
ફુદડીયે ફરતી દિકરી,
નાચંતી આવે દિકરી.
જાણે આવી આભથી આભપરી.
રૂપાળી આવે દિકરી,
ભણતર ભણી આવી દિકરી,
જીવનનાં...
ભાવીનાં.....
ચણતર ચણી આવી દિકરી,
ઘડતર ઘડી આવી દિકરી.

## દાદીમા

મિશ્ર કેરવા

તમે રૂસણાં કેમ લીધાં દિકરી ? અલ્લક મલ્લક ઝાંઝરીયા
શા દુઃખે નયન ભર્યાં દિકરી ? અલ્લક મલ્લક ઝાંઝરીયા
શું ઓછું આવ્યું કહો દિકરી ? અલક મલક ઝાંઝરીયા
પૂછી રહી મા થઇને ફિકરી ? અલ્લક મલ્લક ઝાંઝરીયા

## દિકરી

મિશ્ર કેરવા

ઝાંઝરણું પ્હેરાવો — મા મ્હને ઝાંઝરણું પ્હેરાવો,
સાવ સોનાંનુ — નવલા ઘાટે ઘડેલું.
અવનવાં કંઈ વસ્ત્ર—આભૂષણુ—શણગારે સજાવો.

## દાદીમા

મિશ્ર કેરવા

શું પ્રભુ, ઉતરે છે આજે !
આ દુનિયાને દરવાજે !
શું છે આજે ! શું છે આજે ?
ડાહી દિકરી આ ના છાજે ?
લગ્ન નથી કાંઇ આજે
કે ઝાંઝર માગે લાજે ?
વાર નથી, તહેવાર નથી,
શું છે આજે ? શું છે આજે ?

## દિકરી

મિશ્ર કેરવા

કાલે, સોને સૂરજ ઊગશે,
સો સો ઘંટારવ નાદ થશે,

સો સો દિવડાની હાર થશે,
કાન્તિભરી મુજ કન્યાશાળે
સુવર્ણ મહોત્સવ થાશે.
સંગીત સરિતા રેલાશે,
નવનવલા કંઈ નૃત્યો થાશે,
પરિતોષિક વ્હેંચાશે.
ઝાંઝર પ્હેરી હું નાચીશ,હું નાચીશ
દાદી,.........દે...........આશીષ.

ગાયકવૃન્દ
મિશ્ર કેરવા

તવ મુખસ્મિત કરી દાદીમા ઝાંઝર દે છે દિકરી હાથ.
પ્હેરાવી ચરણે ઝાંઝરણું, હેતભરી ભીડે છે બાથ.

દાદીમા

ઘરડી છું, તોયે હું આવીશ, જોવાને ઉત્સવ તુજ સાથ.
તું નાચીશ, હું રાચીશ દિકરી, આશીષ દેશે જગનો નાથ.
હવે તું સુઈ જા દિકરી મ્હારી રાત વીતે અંધારી.
કાલ સવારે વ્હેલું જાવું ઉત્સવની તૈયારી.

દિકરી

મિશ્ર કેરવા

કાલ સોને સૂરજ ઊગશે,
સો સો ઘંટારવ નાદ થશે,
સો સો દિવડાની હાર થશે,
કાલે સોને સૂરજ ઊગશે.

## દાદીમા

માઢ કેરવા

હાલરડું વ્હાલું – બ્હેનને હાલરડું વ્હાલું.
દૂધગંગાની દોરે ગુંથ્યા તારલીયા લાવું,
નવલખ તારા ઝાંઝરીયે તુજ ઘુઘરીયે પોરાવું.
હાલરડું વ્હાલું.
શિયાળાના શીતળ સમીરે, ઓઢણીયા ઓઢાવું.
વસંત આવે કુસુમ કુંજે, ફુલની સેજ બિછાવું,

## ગાયકવૃન્દ

ભૈરવ દાદરા

ધીમે, ધીમે, ધીમે, ધીમે, શમણું આવે :
રૂપભરી રજનીરમણી ફૂલ શયન બિછાવે-ધીમે૦
સ્વપ્ન મઢી મધરાત દિપાવે.
ધીમે, ધીમે, ધીમે......
બીડયાં નયને કંઈ કંઈ લાવે
દાદીમાની વાતો :
વસંત આવે, કુસુમ કુંજે ફૂલડાંઓ વરસાવે.
ધીમે, ધીમે, ધીમે...

## દિકરી

ભૈરવ કેરવા

ભૂલી પડી હું તો કુસુમોની કુંજે
એકલી અટુલી સખી સહીયરના સાથ વીણ,
જાવું'તું કયાં ને કયાં આવી ચઢી ?
ભૂલી પડી...

નયનો ઘેરાયાં મ્હારાં પુષ્પના પરાગથી;
ફૂલોના ઢગલે હું ફૂલ થઈ પડી.
ભૂલી પડી . . .
એક એક ફૂલ કહેઃ નાચ સખી, નાચ સખી,
આજ નૃત્ય તારૂં જોવાની આવી ઘડી.
ભૂલી પડી . . .

### ગાયકવૃન્દ

ભૈરવ દાદરા

પણ રણકે ના ઝાંઝર – ઘુઘરીયું.
કેમ ઝમકે ના દાદીનું ઝાંઝરીયું ?
અને ચરણોએ જ્યાં એની આંખ પડી
જોડી ઝાંઝર કેરી જડે ના જડી.

### દિકરી

ગૌડ સારંગ તીન તાલ

ખોવાયું રે .................
મ્હારૂં ઝાંઝરણું ખોવાયું રે !
હું રે ના જાણું કે કયાં વિસરાયું ? મ્હારૂં.
ઓરસલી, અલી ઓરસલી.
તું કહે ને જરી !
મ્હારા ઝાંઝરની ત્હને જાણ ખરી ?
ખોવાયું રે !

ચંપેલી ! અલી ચંપેલી !
તું કહેને અલી !
મ્હારૂં ઝાંઝર ખોવાયું, જોયું જરી
ખોવાયું રે

સૂર્યમુખી ! એ સૂર્યમુખી !
મ્હારું ઝાંઝર ખોવાયું,
થાઉં દુ:ખી, . . .હું થાઉં દુ:ખી ! . .
ખોવાયું રે !

**ગાયકવૃન્દ**

ભૈરવી–કેરવા

હારી, હારી, રડવા માંડી દિકરી :
નહિ જડશે શું મ્હારું ઝાંઝર ફરી ફરી ?
કાલે ઉત્સવ કન્યાશાળે
નાચીશ કેમ કરી ?
હારી . . . હારી . . .

**ગાયકવૃન્દ**

મ્હાર–તીન તાલ

ત્યાં...
ત્યાં ઉતરી આવી, આભપરી.
સરરર સરર સરકન્તી સ્વર્ગથી
ઉતરી આવી સુંદરી.

**પરી**

પૂછે બ્હેની કેમ રડે તું ?
શું ખોવાયું કહે જરી,
હું તો પરી છું સ્વર્ગ લોકની
માગે તે હું આપું અલી...
પૂછી રહી છે આભપરી.

## દિકરી

ફૂલની સંગે નર્તન કરવા,
ઘેર થકી હું જ્યાં નિસરી.
દાદીમાએ દીધું ઝાંઝર :
ના જાણું હું ક્યાં વિસરી ?
કહોને મુજને આભપરી ?
કાલે ઉત્સવ મુજ શાળાનો,
નાચીશ હું ત્યાં કેમ કરી?
કહોને મુજને આભપરી !

## પરી

ચિન્તા છોડી ચલ સંગે મુજ
પરીઓને પરદેશ જરી.
પરીઓની મહારાણી ત્યાં તુજ
ઝાંઝર દેશે પાછું ફરી
સાંત્વન દે છે આભપરી :

ઝગમગતા તારલીયાને
દૂધગંગાની દોરે ગુંથી
મઢી દેશે પરીઓની રાણી
ઝાંઝર; તું થા બેફીકરી.
દાદીમાની દિકરી
ચાલી...સંગે આભપરી.

## ગાયકવૃન્દ

ભૈરવ દાદરા

ધીમે, ધીમે, ધીમે, ધીમે, શમણું ચાલ્યું :
મધરાતડીની રજની રાણી
યૌવન પૂરું ફાલ્યું
ધીમે, ધીમે.
આભપરી ને દિકરીને લઈ, શમણું આગળ ચાલ્યું :
ધીમે, ધીમે, ધીમે...

## વાદળીઓ

મિશ્ર–સારંગ કેરવા

અમે ગગન ઘૂઘવતી વાદળીઓ.
શ્રાવણ ભાદરવા સાંજે રે
સરવર ભરતી વાદળીઓ.
અમે કાળી ધોળી વાદળીઓ.
કોઈ આષાઢી સાંજે રે,
જગપનઘટની વાટે રે,
પાણી ભરતી વાદળીઓ.
અમ ગીત ગગનમાં ગાજે રે, ગાજે રે !
જગ–પનિહારી વાદળીઓ.

## વિજળી

શંકર–જલદ તીન તાલ

ચમક, ચમક,
ચમકે વિજલડી...
દમક, દમક, દામિની દમકે.
ચમકે, ચમકે, ચમકે.

સોળે શણગાર સજી—વિજ ચમકાર કરે:
ચમકે ચમકે.

## વર્ષા

ગૌડ-મલ્હાર તીન તાલ

આવે સખી વર્ષાની રાણી,
ધરી ગાગર શીરપર,
ભરી પાણી.........આવે.

વન વન બોલે મોર પપૈયા,
ગાતા ગૌડ મલ્હાર ગવૈયા.

ઝરમર ઝરમર ફરફર ફરફર—આવે.

છલકાતું બેડલડું છલકે,
આછું આછું મુખડું મલકે,
સ્થલ, સ્થળ, જળ જળ નીરભર સરવર.--આવે.

## મેઘધનુષ્ય

ભીમપલાસ દાદરા

સાત સાત રંગના સાથીયારે, પૂર્યા આભલાને દ્વાર,
ગગન ભેદી નાદે કર્યો, મેઘે ટંકાર.
મેઘે ધનુષ્ય બાણ ધારીયાં......
સપ્તરંગી, સાળુ ધરી,
વર્ષાની સુન્દરી
ઝરમરતી ઝરમરતી આભલને દ્વાર.
મેઘે ધનુષ્ય બાણ ધારીયાં......

## જાંબલી

લોક-ઢાળ, કેરવા

હું તરૂવર કેરી ડાળ ઝૂલું જાંબુડી.
મીઠા મુખડાના સ્વાદ થાતા જાંબુડી.

## નીલો

હું નીલમ કેરો રંગ રંગે નીલો રે,
હું શોભું ધનપતિ અંગ થઈ મોભીલો રે.

## વાદળી

હું છું નભની સુંદરી રંગ વાદળીયા.
ઓઢી તારલીયાની ચુંદડી રંગ વાદળીયા.

## લીલો

હું લીલુડો રંગ આંખો ઠારૂં રે,
લીલું ધરતી માનું ઓઢણું છે મ્હારૂં રે.

## પીળો

હું પીળી પીતામ્બરી છું કૃષ્ણ તણી,
કંચનની ઝગમગ કાય છે મુજ રંગ તણી.

## નારંગી

હું રંગે છું રંગેલી તો યે ના-રંગી,
કહે કદર વિહોણા લોક દુનિયા દોરંગી.

## રાતો

હું કુમકુમ કેરો રંગ રાતો કેવો રે,
રાખું સૌભાગ્ય અખંડ સૌનાં એવો રે.

## ચન્દ્ર

મિશ્ર દાદરા

ઊગ્યો ચંદ, ઊગ્યો ચંદ, ઊગ્યો ચંદ.
પરિયોને દેશ આજ આનંદ, આનંદ, આનંદ.



## પરી-દરબાર

પીલુ-કેરવા

છમક છુમ ( ૩ )
ઘુઘર બાજે રે, પરીઓને રાજે.
સ્વર્ગ સદનના, દેવી સાજે
ગાજે ગગન—ઘન ગાજે,
છમક છુમ ( ૩ ) ઘુઘર બાજે.
ઊંચે આસન,
કરતી શાસન,
પરીઓની મહારાણી વિરાજે—ઘુઘર બાજે રે !
પરીઓને રાજે.

## ગાયકવૃન્દ

ભૈરવી-કેરવા

પૂછે પરીઓની રાણીઃ
આ છે કોણ પરાયું,
મૃત્યુ—જગતનું જાયું?
સાનમાં સમજાવ્યું,
કાનમાં સમજાવ્યું પરીએ :
દાદીમાની દિકરી શાણી,
મૃત્યુજગતની વદતી વાણી,
ઝાંઝરણું ખોવાયું ( એનું )
દુઃખ ભરી છે કહાણી.



સત્વર ઊભી થઇ, પરીની રાણી
મુખડું મલકાવ્યું,
ન્હાની ન્હાની પરીઓને
હુકમ કરી ફરમાવ્યું.

## પરીરાણી

ભૈરવી–દાદરા

"તારલીયા વીણી લાવો, તારલીયા વીણી લાવો.
દૂધગંગાની દોરે એની ઘુઘરીયો પોરાવો
મૃત્યુલોકથી દિકરી આવી,
ઝાંઝરણું પ્હેરાવો,
તારલીયા વીણી લાવો.

## દાદીમા

ભૈરવી કેરવા

જાગો દિકરી રાત વીતી ગઇ; વા'યું સુંદર વ્હાણું.
કોયલ, મોર, પપૈયા જાગ્યા, ગાતા સુંદર ગાણું
વ્હેલાં, વ્હેલાં જાગો દિકરી, નિશાળે જવાનું,
સુવર્ણમહોત્સવ આજે દિકરી નવલ નૃત્ય થવાનું.

## ગાયકવૃન્દ

ભૈરવી–કેરવા

જાગી......દિકરી હરખભરી,
ઝાંઝર દેખી આંખ ઠરી,
દાદીમાને વાત કરી,
રાતે શમણે ક્યાં, એ ફરી.
ખાધું, પીધું મોજ કરી.



# રાગલીલા

[ભારતીય સંગીતને પાનેપાને અનેક ગર્વગાથાઓ જીવંત છે. અનેક વિધ સ્વરોના મિશ્રણે પ્રયોજાયેલા રાગોનું નોખું નોખું સ્વરૂપ છે. રાગે રાગે જુદી પ્રતિભા છે, જુદો મિજાજ છે. ભારતીય સંગીત કહે છે કે અમારા યોજીત રાગોનો સમુદાય માનવકૂળસમો વ્યવસ્થિત છે. પ્રત્યેક રાગનું કુટુમ્બ છે. રાગિણીઓ છે રાગપુત્રો છે. કોઇ રાગ શૃંગારરસે રંગાયેલો હશે તો કોઇનામાં વીરતાનો નાદ હશે. રાગે રાગે રસ રેલાય છે.

આવા ભારતીય સંગીતમાંથી એક સ્વપ્નું સાંપડયું છે, રંગભૂમિ ઉપર રાગ-વૃન્દની એક ગાથા આવીને ઊભે છે.

નામ હતું માલકોષ.

સંગીતસૃષ્ટિના કોઈ કાલ્પનિક પ્રદેશનો એ વિરલ રાજવી હતો. એનું વીરત્વ અદ્‌ભૂત હતું. અનેક ન્હાના મોટા આશ્રિત રાગોના સમૂહથી એનો દરબાર ઓપતો. અનેક સુન્દર સ્વર સુન્દરીઓથી માલકોષ વિંટાએલો રહેતો. બે એની મનગમતી પ્રિયતમાઓ હતી: ભીમપલાસી અને બાગેશ્રી. *

* ભીમપલાસી અને બાગેશ્રી કાફી થાટના છે. જ્યારે માલકોષ ભૈરવી થાટનો રાગ છે. એકજ કૂળ કે ગોત્રની કન્યા સાથે સહચાર સાધવાનું જેમ આપણા કર્મમાં દૂષિત માન્યું છે, એવી જ રીતે માલકોષની પ્રિયતમાઓ અન્ય થાટની પસંદ કરવામાં આવી છે. ભીમપલાસી અને બાગેશ્રી. બને સ્ત્રી-રાગો છે.

**काफीमेलसुसंजाता प्रोक्ता भीमपलासिका ।**

श्रीमल्लक्ष्यसंगीतम् ।

**हरिप्रियाह्वये मेले वागीश्वरीं मता बुधैः ।**

श्रीमल्लक्ष्यसंगीतम् ।

અતિશ્રમથી અકળાયેલો માલકોષ પોતાના સકળ વૃન્દ સહ વનના વિહારે નીકળે છે. વનમાં વસંતઋતુના આગમને વસંતોત્સવ ઉજવાય છે. વસંતની આરાધના થાય છે. અચાનક સમાચાર આવે છે કે માલકોષરાજની અદેખાઇની આગે જળતો દીપક સારાયે વનમાં આગ પાથરી બેઠો છે; વનમાં દવ લાગે છે.

માલકોષ અને દીપક વચ્ચે પ્રચંડ યુદ્ધ થાય છે.

યુદ્ધને અંતે માલકોષનું સૈન્ય વેરવિખેર થાય છે, છતાં માલકોષને હાથે દીપકનો પરાજય થાય છે; પણ દીપકની આગ માલકોષના અંગેઅંગમાં વ્યાપી જાય છે.

'પાણી–પાણી' ના પુકાર કરતો માલકોષ કૈલાસ પર્વત તરફ દોડે છે. મહાન ભૈરવઋષિ કૈલાસ પર્વત ઉપર તપ કરી રહ્યા છે.

વનમાં વીતેલી વીતક કથા માલકોષ ભૈરવને ચરણે પડીને કહે છે. ભૈરવ તેને શાંત થવા કહે છે, પોતાની સ્ત્રી ભૈરવીને માલકોષને મદદ કરવા સૂચવે છે.

ભૈરવી માલકોષને પોતાની સખી મેઘરંજની પાસે લઇ જાય છે. ભૈરવીની વિનંતિથી, મેઘરંજની પોતાના પ્રિયતમ મેઘની આરાધના કરે છે. મેઘ આવીને માલકોષને ઠારે છે.

ઉપડતે પડદે ગાયકવૃન્દ નાદમણિની સ્તુતિ કરે છે. માલકોષના ઘેરા સૂરમાં માલકોષનો દરબાર દશ્યમાન થાય છે. ]

## દૃશ્ય પહેલું

### ગાયકવૃન્દ

बव्हाकारैर्विरचितवपुर्योऽखिलस्थानकस्थो
स्तोकं शोकं नुदति नितरां यः श्रुति ग्रामवर्ती॥
योऽलंकारैरधिकसुभगो रागपूराभिगम्यो
वंदे कालत्रितयसहितं माधवं तं च नादम्॥

रागोऽयं मालकौशिर्मृदुलगमधनिः प्रौढपंचस्वराढ्या
गंभीरः सुस्वरः स्वस्त्यजतिय रिषभं पंचमं चापि नित्यम॥



### માલકોષ

ત્રિતાલ

ધન માલકોશ સૌ રાગ રાજ
સૌ ચરણુન એને નમિયે આજ – ધન.

રાજસભા શું શોભે અદ્દભુત,
રાગ રાગિણી સુંદર સૌ સૂત;

ચરણે ઢળતાં મૂકી લાજ.
ધન માલકોષ સૌ રાગ રાજ.

ધીર વીર ગંભીર સુધીર હીર
માલકોષને ઘણી ખમ્મા, ઘણી ખમ્મા, ઘણી ખમ્મા,

જય માલકૌષ મહારાજ.

નિજ ગુણગાન ગીત ગાઓ આજ.

જય માલકૌષ.

શાં નવલાં નર્તન થાયે ?

અનેકવિધ સૌ સ્વર સુન્દરીની આંખડીઓ ઘેરાયે

શાં નવલાં નર્તન થાયે ?

છૂમ છૂમ છૂમ છૂમ છૂમ

શા ઘુઘર બાજે, માલકંશને રાજે.

નૂપુર બાજે તાલ પખાજે

સ્વર સુંદરીઓ નાચે,



पसांनीध, धनीधप नीधप मगरेसा

गरेसा नी ध नी ध रे रे प प

સૂ ર સં ગી ત ના ગા જે

धाधा दींता कीट धा दींता

तीटक ग द् ग नी धा

धा कीट धा कीट कीट

धा धा कीट तक धा कीट

कत्ती ट्टत्ता किट तक गद्‌गनी धा

બોલ બાજે પખવાજે:
શાં નવલાં નર્તન થાયે.





## બાગેશ્રી



પ્રેયસી પ્રિયતમ કેરી આવે
બાગેસરી નિજ નામ છિપાવે – પ્રેયસી૦

કુસુમ કેરી માળ શું શોભે,
સુન્દર આભૂષણુ શું ઓપે,
વાદ્ય વીણા લઇ ગાઇ બજાવે,
પ્રેયસી પ્રિયતમ કેરી આવે.



## ભીમપલાસી

આવી ભીમપલાસી
પ્રિયતમ ચરણન પ્યાસી
આવી ભીમપલાસી
ઘુંઘટ પટ પટદીપક સોહે
સુંદર વર શું નિજ મનમોહે
આવી ભીમપલાસી.

### ગાયકવૃન્દ

આ વો રા જ મા લ કો ષ
સ્વર સૃષ્ટિમાં રાજ કરે.
અદ્દભુત એના વીરત્વ કેરી કીર્તિકથા જગમાં પ્રસરે.
સકળ વૃન્દ સહુ વનવિહારે
નિં સ ર વા નિ ર્ધા રે.
જાણે દિનકર દિનભર પ્રગટી જાતો રજની દ્વારે.
જય માલકંશ મહારાજ !
નિ જ ગુ ણ ગા ન ગી ત ગા ઓ આ જ.
જય માલકંશ મહારાજ !

---

* ભીમપલાસીમાં કોમલ નિષાદને બદલે શુદ્ધ નિષાદનો પ્રયોગ કરવાથી પટદીપકનો ભાસ થાય છે, એટલે ભીમપલાસીના ઘુંઘટ પટમાં પટદીપક શોભે છે એવી કલ્પના મૂકી છે.

## દશ્ય બીજું

[ માલકોષનો વનવિહાર ]

કેદાર રાગની દાદરાની ધૂનમાં
ગાયકવૃન્દ વનનું વર્ણન કરે છે.

**ગાયકવૃન્દ**

મંદ મંદ તરુને વૃન્દ
શીતળ વાયુ વ્હાયે;
વન ઉપવન કેરી કુંજે ફૂલડાં ફોરાયે. મંદમંદ.

ઘેરી ઘેરી સમીર લ્હેરી
વસંત ગાન ગાયે;
મંજુલ કો કોકીલાનું ગીત ચિત્ત વસી જાયે. મંદમંદ.

**વસંત**

(ત્રિતાલ)

**वसंतः ससहावस्तु वसंततौ प्रगीयते**

**श्यामः सुवेशः सुकुसुमवासा**
**पलाशपुष्पाभरणानि यस्य**
**सानंदवक्त्रो धृतचापबाणो**
**गजाधिवासः कथितो वसंतः** ( રાગનિરૂપણમ )



ફૂલડે ફૂલડે ફોરમ ભરતી,
વસંત આવે હસતી રમતી.
ફૂલડે ફૂલડે ફોરમ ભરતી.

અવનીએ નવ પટકૂળ પ્હેર્યાં,
પગલે પગલે ફૂલડાં વેર્યાં;
વધામણું કોયલ ટહુકી. ફૂલડે.

નવરંગ વસંત પગલાં પાડે,
આંખડિયે યૌવન મીટ માંડે;
આવી માનુની મનગમતી. ફૂલડે.

માલકોષ નિજ વૃન્દની સંગે વનમાં વસંત ખેલે,
વૃન્દની સંગે રંગે રમતાં રસની સરિતા રેલે.

અંતરીક્ષ

સાવધ થાજો માલકોષ!
અદેખાઈની આગે જળતો દીપક કરતો રોષ,

વનવન કેરી કુંજે કુંજે અગ્નિ વેરી દાખવતો જોશ:
સાવધ થાજો માલકોશ!

## દીપક

(દાદરો)

बालारतार्थं प्रविलीनदीपे
गृहेऽन्धकारे सुभगी प्रवृत्ता
तस्याः शिरोभूषणरत्नदीपै-
र्लज्जां दधौ दीपकरागराजः ॥

(સંગીત દર્પણ)



* દીપક રાગ, સાધે લાગ.
વનમાં વેરી પ્રબલ આગ:
દીપક રાગ સાધે લાગ.
માલકોષ ઝીલે પડકાર.
તેજ કરી નિજ ખડગ ધાર. દીપક૦

આવ્યો રાગ,
દીપક રાગ.

---

* દીપક રાગની સુરાવળી માટે અનેક મતભેદો છે. ભાતખંડે સાહેબના છેલ્લા ક્રમિક પુસ્તકમાંથી આ દીપકના સૂર પ્રયોજાયા છે.

ભસ્મીભૂત કરતો સૌ જનવન,
વેરે એની આગ.
વિપુલ યુધ્ધ મચ્યું માલકોષ સંગ.

રાગ રાગનો જામ્યો જંગ
જાણે સ્વરના શર સંધાન.

તલ્વારો શી સ્વરની તાન
હોમાતાં કંઈ પ્રાણ.

વેરંતો વનવનમાં આગ.
લઢતો દીપક રાગ.



જય જય કાર !
માલકોષનો જય જય કાર !

દીપક સૈન્ય હરાયું,
માલકોષનું વૃન્દ વિખરાયું;
દીપક કેરો પ્રાણ લઇને
ઊડયા વનના વાયુ.
માલકોષ જીત્યો નિજ જંગ;
તોયે એનું અંગ અંગ
દીપક જવાળે દઝાયું;
ઠાર્યું ના ઠરાયું.

## દૃશ્ય ત્રીજું

भस्मांगलिप्तावयवः सुगात्रो
भालस्थले शोभितशीतरश्मिः
त्रिशुलहस्तो वृषभाधिरूढः
स भैरवो यः कथितो मुनींद्रैः॥



ભૈરવ

ભૈરવ ઋષિને નમન નમન !
અભિવંદન, ઓ ચિદ્દ્ઘન !
ભૈરવ ઋષિને નમન નમન !

ભસ્મ અંગ કરી, જટા ગંગધરી,
પુણ્યશ્લોક ચરણે તનમન ;
પિનાકપાણિ, સકળ સૃષ્ટિનાં દુઃખ લે જાણી.
ભૈરવી જેની અદ્દભુત રાણી
ભૈરવ ઋષિને નમન નમન !

ત્યાં માલકોષ અંગે બળતા,
આવે ભૈરવ ચરણે ઢળતા :

સહાય કરો ઓ ત્રિશૂલધારી,
અંગે બળતાને દ્યો ઠારી.

વીતક કથની નિજની પોતે
નમી ભૈરવને ઉચ્ચારી:
દ્યો મૂજને ઠારી.

"ભલે પધારો, માલકોષ'
ભૈરવ બોલ્યા:

દુ:ખિત જનને, કારણ મેં તો
મ્હારાં દ્વારો ખોલ્યાં.

ભૈરવી મ્હારી નારી
દુ:ખ ત્હમારૂં દેશે ટાળી.
ભૈરવ ઋષિએ સત્વર ત્યાંથી
ભૈરવીને બોલાવી.

## ભૈરવી

**स्फटिकरचितपीठे रम्यकैलासशृंगे**
**विकचकमलपत्रैरर्चयंती महेशम् ।**
**करधृतघनवाद्या पीतवर्णा यताक्षी**
**सुकविभिरियमुक्ता भैरवी भैरवस्त्री ॥ १**

ભૈરવી આવી, ભૈરવનારી;
રૂદ્રમાળ કરમાં ધારી.

ભૈરવી આવી, ભૈરવનારી. *

ભૈરવ કહે, આ ભાર્યા મ્હારી,
માલકોષ દુ:ખ દ્યો વિદારી.

દીપક આગે પ્રજ્વલિત એનું
અંગ સહે દુ:ખ ભારી.
દ્યો એને ઠારી.



ભૈરવી બોલી: માલકોષ !
ભલે પધારો અમ આંગણિયે.

મ્હારે કૂળ જાયા છો રાજન !
કેમ ભૂલું તમ માગણીયે ?

મેઘપ્રિયા એ મેઘરંજની
વિનવીશ હું તમ કારણીયે.
ભલે પધારો મુજ આંગણીયે.

× वेलावली भैरवी च गुर्जरी ललिता तथा ।
कर्नाटी भैरवस्यैता भार्याः पंच विराजिता: ॥

# મેઘરંજની

દાદરો

મેઘરંજની, મેઘરંજની
મેઘરાજની પ્રિયા પ્રેમઅંજની
વાદ્ય વીણા કરમાં લઈ,
કરતાલે તાલ દઈ
નિત્ય નિરંજની મેઘરંજની
એક સૂર સાધે,
મેઘને આરાધે
પૂનિત વંદની મેઘરંજની.

સૂણી વિજ્ઞપ્તિ સખી ભૈરવીની
મેઘરંજની પ્રિયતમ આરાધે.
એક તાન થઈ, કર વીણા લઈ
પ્રિયતમ મિલન સાધે.

**कदंबवृक्षस्थितदिव्यमूर्ति :**
**मयूरवाहः करवीरपात्रः ॥**
**हरीतवस्त्रो बहुनीलवर्णा :**
**स मेघरागः कथितो मुनींद्रैः॥**



## મેઘ

મેઘરાજ ઝૂલે આભ ઝરૂખે
વાદળી ઝૂકી ઝૂકી
મારગ મૂકે,

કાળી ઘટા ઘનઘોર શી છાઈ,
દમકે દામિની ગીતડાં ગાઈ.

વરસે પાણી, વરસે પાણી.
મેઘરાજની વર્ષાએ
માલકોષને દીધો ઠારી

સૃષ્ટિ સકળમાં, આનંદ છાયે,
સત્વર દુઃખ વાદળ વિખરાયે,
માલકોષનો જય જય થાયે !

જય માલકોષ મહારાજ !
નિજ ગુણ ગાન ગીત ગાઓ આજ
જય માલકોષ મહારાજ !



૮૧.

# પરીક્ષા




[ આ હાસ્યે રેલાતી ગીતગાથાની કરુણતા આલેખવાની જરૂર છે ખરી?

ગોખી ગોખીને પરીક્ષા પાસ કરનારાઓ ક્યારે સમજશે કે વિદ્વત્તા આમ જોખી જોખાશે નહિ પણ જોખમાશે જરૂર.

આપણી વિદ્વત્તા, આપણી આધુનિક પરીક્ષાને પૂંછડે બંધાઇ છે. આથી વધારે કંઇયે કહેવું નથી.

સિવાય કે ગાનાર એને ગાશે અને સાંભળનાર એને સાંભળશે ત્યારે આપણે જાણીશું કે આપણે ક્યાં છીએ.]

**ગાયકવૃન્દ**

આવી પરીક્ષા, આવી પરીક્ષા.
રુધિર કે રું પાણી કરતી,
શિક્ષણમાં ચોરી શીખવતી,
સાચી ખોટી ભણનારાને કરતી એ શિક્ષા.
આવી પરીક્ષા.

વાંચો, ભાઈ વાંચો :
જો જો, રહેજે અટકે નહિ
આ શિક્ષણ કેરો સાંચો.
વાંચો, ભાઈ વાંચો.

પડતી હૈયે ફાળ,
જીવવું થોડો કાળ,
રાચો કે ના રાચો;
વાંચો ભાઈ વાંચો.

નહિ ખાવાનું,
નહિ પીવાનું,
નહિ ફરવાનું,
નહિ સૂવાનું.

શરીર કેરા સ્વાસ્થ્યને ભોગે
મરી મરી જીવવાનું.

નવયુગના પ્રેરક યુવકને
શિક્ષણ એ શિખવાનું.
વાંચો, ભાઈ વાંચો.

મેથેમેટીક્સ, ભૂગોળ
ને ઇતિહાસ તો ખાસ,
પરદેશી પણ ઈંગ્લીશ પ્હેલું,
એ જ કરાવે પાસ.

ડુબતી આ જીવન નૈયાની
એ જ જાણે એક જ આશ.
વાંચો, ભાઈ વાંચો.

ગો ખો, ગો ખો, ગો ખો :
અર્ધા ઊંઘો, અર્ધા જાગો,
ચોટલીને ખીલે બાંધી
જીવનીયાને જો ખો.
ગો ખો, ગો ખો.

રહી ગઇ ચોપડી, હાથ મંહીને આંખડિયો ઘેરાણી;
સમીર લ્હેરે ધીમે પગલે, આવી નિંદર છાની.

નિંદર ઘેરી આંખડીયોમાં
શમણું લાધ્યું રે;
ભણતું જ્યારે મરતું થઇને
માથે વાગ્યું રે;
શમણું લાધ્યું :

ભવભૂલ્યા ભણતરને ભવતર
ભણુનારાની આંખે
શમણું લઇને ઊડયું એને
ક્રૂર કલ્પના પાંખે

**સ્વપ્ન**

સરસ્વતીદર્શન

દેવી શારદ સરસ્વતીને પૂજનિયે જઇએ, જઇએ જઇએ.
મયૂરવાહિની મૈયા કેરા મંદિરિયે જઇએ, જઇએ, જઇએ.

કાલિદાસને કામણ કીધાં,
ભોજ બાણને દર્શન દીધાં.

જ્ઞાનદાયીએ, જ્ઞાનેશ્વરીનાં ચરણોમાં નમીએ, નમીએ, નમીએ.

या कुंदेन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥

સ્મિત કરીને વદે શારદા આનંદુ હું આજે :
જ્ઞાનવીણા લાવી હું પ્રેમે અર્પું તુજને તુજ કાજે.

## પરીક્ષા

ત્યાં રૂધિરતરસી આવી રણચંડિકા ;
શિક્ષકને પણ શિક્ષા કરવા આવી પરીક્ષા.
એની રણભેરી વાગે !
એની રણભેરી વાગે !

શિક્ષક એના સૈનિક થઇને કરતા કૂચ આગે.
એવું નામ 'પરીક્ષા' ધારી, રણચંડિકા આવી.
'ખબરદાર'કહીને ત્રાડુકી કોણ સરસ્વતી તું કહાવી?
કોને માટે? કોને પૂછી? જ્ઞાન વીણા તું લાવી ?
ત્યાં રૂધિરતરસી આવી રણ ચંડિકા.

બોલી રણચંડી મોઝાર :
શૂરા સૈનિક ઓ સરદાર !
એને પૂરો પિંજર દ્વાર.

જીવતી બેઠી છું હું જગમાં ડીગ્રીની દેનાર.
પાસ કર્યા વિણ મૂજને દીકરા, કેમ થશે ઉદ્ધાર ?

છોડને ગાંડીયા જ્ઞાનનાં તુંબડાં
પાસ થઈ મુજને પામ ડીગ્રી.
પાસ થઇ મુજને પામ ડીગ્રી અલ્યા !

નોકરી ચટ દઈ ઝટ મળશે.
નોકરી ચટ દઇ ઝટ મળશે ભૂંડા;
લાઇફમાં વાઈફ પણ ઝટ મળશે.

સ્વપ્નભરી સૃષ્ટિમાં વિચરે
વિદ્યાર્થીની કાય.
પરીક્ષાને પગલે ભૂંડું ભણતર વગોવાય.
શમણું ઊડ્યું જાય.

**મેથેમેટીક્સ**

માથાકુટીયું મેથેમેટીક્સ
મ્હેલું શમણામાં દેખાયું:

ગણગણતું ગણગણતું જાણે
દુઃખનો દરિયો લાવ્યું.
માથાકુટીયું મેથેમેટીક્સ.



* એ સ્કવેર માઇનસ બી સ્કવેર
વર્તાવીને કેર, કાળો વર્તાવીને કેર:
જીવનમાં * પ્લસ થાતાં
*માઇનસ થાતી સુખની લ્હેર.

નિંદર ઘેરી આંખડીયોમાં
શમણું લાવ્યું રે.
દૂર દૂર કંઈ કલ્પના કેડીયે
લઇને ચાલ્યું રે.

* $a^2 - b^2$ * + * –

જય જ્યોમેટ્રી મા,
જય જય જ્યોમેટ્રી મા,
ત્હારા શા ગુણ ગાવા !
જય જ્યોમેટ્રી મા.

* એ પોઈન્ટ હૅઝ એ પોઝીશન
A point has a position
એન્ડ એ લાઈન હૅઝ એ લેન્થ;
and a line has a length
એ સરકલ ઈઝ એ જાડીયા પાડીયા
A circle is a jadia padia
વૉટ એબાઉટ ધી સ્ટ્રેન્થ ?
what about the strength. ?



## ઇતિહાસ

પછી પ્રગટ થયો ઇતિહાસ,
વર્ષોની કંઈ વિસરી વાતો
કરતો આવી ખાસ.
પ્રગટ થયો ઇતિહાસ.

દાઢી રાખી બાબર આવ્યો, રાખી છરી નિજ પાસ.
ચાર વર્ષ મેં રાજ કર્યું છે, ભૂલે નહિ કોઈ ખાસ.

જે ભૂલશે તે ઇતિહાસમાં
જરૂર થશે નાપાસ.

મૂછ મરડતો આવ્યો પેલો ડુંગર ઉંદર શિવાજી
કરંડીયામાં છુપાઈ મેં કેવી રચી બાજી !
બોલ્યો શિવાજી.

વાંકી ટોપી, પ્હોળા પગ,
દુંદ ઉપર છે હાથ:

નેપોલીયન બોનાપાર્ટ,
તોપને મોઢે માથું રાખી

ઊંઘે ઘસઘસાટ.
નેપોલીયન બોનાપાર્ટ.

હેનરી ધ એઇટ,
સાત સાત ઓરત કેરૂં, માથે રાખી વેઇટ*;
આવ્યો સૌથી લેઇટ*.



## અંગ્રેજી

આવ્યું અણમોલું અંગ્રેજી!
ઘરમાં સૌના આગ લગાડી
કરતું ખુનરેજી.
આવ્યું અણમોલું અંગ્રેજી.

એક પડખે, પોયેટ્રી,
ને બીજે પડખે પ્રોઝ;
પોતાની ભાષા ભુલાવે
ગુલામને કહે રોઝ.
એવું અણમોલું અંગ્રેજી.

નિંદરઘેરી આંખડીયોમાં શમણું લાધ્યું રે.
શમણું લાધ્યું.

---

* weight * late

ત્યાં રૂધિરતરસી આવી રણચંડીકા :
માગ માગ ઓ દિકરા મારા
હૈયું આનંદે મુજ રાજે.

મેટ્રીક માંગ તું,
બી. એ. માંગ તું,
એમ. એ. આપું આજે.

અમારી શિક્ષણની નૈયા કયાં જઇને અથડાશે ?
કયાં જઇને અફળાશે ?

સ્વતંત્રતાના સર્જક સૂતો
ભણી ભણીને ગુલામ થાયે.
આઝાદી હાંસલ કરનારા
જીવતા જગ મુડદાં કહેવાયે.
કયાં જઇને અથડાયે ?

લઇ ડીપ્લોમા, ડીગ્રી સીધા રેશનીંગ ઓફીસમાં જાયે
ધોળામાં કાળું કરનારા કુહાડીના હાથા થઇ જાયે.

કયાં જઇને અફળાયે
અમારી શિક્ષણની નૈયા ?



# કાળભૈરવ

૧૯૪૬ની મુંબાઇમાં ભરાએલ All India Congress Committee સમક્ષ, આ 'કાળભૈરવ' ભજવાયું...એ અગાઉ પૂનાની નામદાર આગાખાનના જેલની દિવાલો પાછળથી છૂટીને ગાંધીજીએ અપવાસી પેટે જુહુના વસવાટ દરમ્યાન આ સાંભળ્યું......

સારા યે જગતના કાન ઉપર ભારતના આ કાળભૈરવનો ઘંટનાદ સંભળાય છે .....

જેને નથી સંભળાતો એને એક દિવસ સંભળાશે જ્યારે સાંભળનાર એનો જવાબ આપવા પૂરતો યે સ્વસ્થ નહિ હોય...... એક અદ્ભુત અવધૂતના મુક્તાહાસ્ય વચ્ચે ચાળીસ કરોડના કુસંપ દાવાનળમાં ઘૂમતો કાળભૈરવ !......

પ્રભુ બચાવે !

## કાળભૈરવ

ભ ર ત ભો મ :
પુનિત કોક સંસ્કૃતિનું રૂધિર વ્હેતું રોમ રોમ:
ભરત ભોમ,

જગભરમાં જુદું જેનું જોમ :
રોકી જેણે જગતઆંધી,
પ્રગટયા જ્યાં ગાંધી.

સત્ય અને અહિંસાનાં પ્રગટયાં જેવાં ૐ
ભ ર ત ભો મ.

રામને રહેમાન,
ભાઇ ભાઈ સુખી રહે હિંદુ મુસલમાન,
જંપ અને સંપ સમો ઊગે જ્યાં સોમ,
ભરત ભોમ.

એક ગામ હતું:
એવી ભરત ભોમની ધરતી માથે, ગામ હતું,
એક ગામ હતું.

એકમેકના સુખે સુખી,
એકમેકના દુઃખે દુઃખી,
સંપી જંપી સાથે રહેવું;

ગામ લોકનું કામ હતું.
એવું ગામ હતું.

એકજ ધરતી પર,
એકજ માનું ઘર
સાચી પ્રેમ સગાઇ,

સાચા ભાઇ ભાઈ,
હળી મળીને,
ભેગાં મળીને,

જીવતાં નિજ જીવતર,
મહમદ મોહન નામ હતું.
એવું ગામ હતું.

એક સ્મરે રહેમાન,
બીજો ભજતો રામ.

'હરહરહર મહાદેવ હર!'
'અલ્લા હો અકબર !'
રાખી એક ઈશ્વર,
જીવતાં નિજ જીવતર.

શીતળ વનના વાયુ વ્હાયે;
મહમદ મોહન, હળી મળીને
ખેતરિયે જાયે.

ધરતી ખીલી લીલી છમ,
આ નં દ ચોગરદમ.
ભાઇ ભાઇ ચરણ થકી

ધરતી ખુંદાયે,
ખેતરીયે જાયે.

લીલુડા લીમડાને છાંયે
ઉન્હા ઉન્હા વાયરા વ્હાયે,
લીલુડા લીમડાને છાંયે.

વ્હાલેરાં બેઉ ભ્રાત
સૂવે ત્યાં ઢાળી ખાટ

સૃષ્ટિ સકળ સંપગાન ગાયે;
લી લુ ડા લી મ ડા ને છાં યે.

ન્હાની ન્હાની ગામડાની ગોરી,
ભેળાં મળીને છોરા ને છોરી:

રાસડાની રમઝટ થાયે
લીલુડા લીમડાને છાંયે.

આવો, મ્હારે સેતરીયે આવો,
આવો, મ્હારે સેતરીયે આવો.

આ પાથરણું પાથર્યું ઓંઇ,
ઉપર લીંબડાની છાયા છોંઇ,

ભેળા મળીશું રાસડા ગાઇ, ગાઇ, ગાઇ.
આવો, મ્હારે સેતરીયે આવો.....

છમ—છમ—છમ,
ખીલી ધરતી લાલી છમ.
ઓંઇ કુશળ ક્ષેમ છે ચોગરદમ.

ઓંઇ કોંઇયે ના થાય, હેંઠ્યા આવો.
આવો મ્હારે સેતરીયે આવો.

આમ વીતાવે જીવતર નિજનું
મહુમદ મોહન ભાઈ.

રામ સ્મરે ને રહીમ પુકારે,
પાક પ્રભુને ગાઇ.

ત્યાં અચાનક ગામમંહી
આવી પરદેશી પેઢી.

સુન્દર સુન્દર બોલી બોલી
નાખે સોનાની બેડી;
આવી પરદેશી પેઢી.

કોઇ હસાવ્યા,
કોઇ રડાવ્યા,
સાચી ખોટી વાતો છેડી;
આવી પરદેશી પેઢી.

પળમાં બોલે મોહન સાચો,
પળમાં બોલે મહમદ કાચો.

વેર ઝેરના જામ પિલાવી
પાછળથી મારે બેઠી;
એવી પરદેશી પેઢી.

એક અવધૂત આવ્યો આંગણે;
દીન લંગોટી,
કાયા સોટી,

જેની મજો નહિ જગમાં જોટી,
એક૦

એને જોવું ભીની પાંપણે;
ભીંત ભૂલ્યા,
ભાન ભૂલ્યા,

પંથ ભૂલ્યા સૌ આપણે.
અવધૂત આવ્યો આંગણે

ગુલામને આ વઢવાં કેવાં ?
ગુલામને આ લઢવાં કેવાં ?

જે ભૂખે મરતો દેશ
એને શોભે ના લવલેશ,
આ નીરખો દુઃખને કલેશ,

લાગી ઉજળે મુખડે મેશ;
ગુલામને આ ઝઘડા કેવા?

એ ધરતી............
ક્યાં સૂધી ધીરજ ધરતી ?
દૂધપીતા બાળકની માતા અન્ન વિના આથડતી,
ખાવા આપો, ખાવા આપો કરગરતી કરગરતી,
એ ગલીયે ગલીયે ફરતી.
ક્યાં સૂધી૦

જાણે ઝેર ઉતર્યાં જુગ જુગનાં, આંખ ખુલીને ચેતન પ્રગટયાં:
અવધૂત ચરણે સૌ ખેડુએ પોતાનાં મસ્તક પટક્યાં.
નીમ લીધા, શપથ લીધા:કંઈ જગનાં દુ:ખ નયને ખટક્યાં.
જીવન મરણને ઝુલે ઝુલવા સંત પુરુષ સાથે ભટક્યાં.

ત્યાં દૂર ખલકના ખૂણામાંથી
એક દૈત્ય કો બોલી ઊઠ્યો.

આજ જગતને બાળી નાખું
સૌનો પરમેશ્વર રૂઠ્યો.

કોણ કરે પડકાર, મુજને
કોણ કરે પડકાર ?

એને પૂરો પિંજરદ્વાર.
કોણ કરે પડકાર ?
અવધૂતને આંગણીયે કોઇના તેડાં આવ્યાં રે
મોટા મોટા કાગળીયે જાણે ઝેરે વળાવ્યાંરે
કોઇનાં તેડાં આવ્યાંરે.

ડરનાં માર્યાં બાળક રૂવે,
ઘરડી માતા આંસુ લુવે.
દુ:ખની મારી, સ્ત્રીઓ બિચારી–ઊંચુ જોયું ના જુવે:

દુઃખ છવાયાં રે,
તેડાં આવ્યાં રે.

શા ને મા ટે ?
રૂદન શાને માટે ?
લખ્યું ગુલામ લલાટે.
છે મરવું વાટે ઘાટે.
સ્વતંત્રતાને સાટે.
રૂદન શાને માટે ?

ચાલ્યું–જગભરનું અજવાળું ચાલ્યું;
થયું અંધારૂં અકારૂં.
જગતભરનું અજવાળું ચાલ્યું.

આમ દૈત્યનું ખડ્ગ વિંઝાતાં શોણિત સરિતા વ્હેવા માંડી,
જગ સારાને ખાવા ધરતી ભૂખે મરવા માંડી માંડી.

સાવજ સૂતો સળીયા પાછળ,
કાયર વનમાં રાજ ચલાવે.

લ્હાય લગાવી વનમાં આખા,
પોતે સુખનું સાજ બજાવે.
સાવજ સૂતો સળીયા પાછળ.

ખીલી ફૂલી હતી વનની ખેતી,
ફળ ફૂલ ધાનની અછત ના રહેતી.

જળતી કોણ બચાવે ?
કાયર ખાય નહિ ખવરાવે.
સાવજ સૂતો સળીયા પાછળ.

રંગ જાય ના, જુવાન રંગ જાય ના
જોજે જોજે જુવાન રંગ જાય ના.

ખાટા બાંધીને પેટ ઉછેર્યો એવી ત્હારી
માવડીનું દૂધ વગોવાય ના.

હસનારા ભલે હસે,
ચમક ચમક ચમકંતી તલવારો છોને ઘસે.

રંગ એવો રાખજે,
રંગ એવો નાખજે,

કે ધોયો ના કોઇથી ધોવાય ના.
જોજે જુવાન !



# વૈષ્ણવજન

વૈષ્ણવજનના નેજા નીચે કરમાં કરતાલ અને રણુકણતો રામસાગર* લઈને નાગર ભક્ત નરસિંહ મ્હેતાની ગીતગાથા રંગભૂમિ ઉપર ઉતરે છે.

બનતું આવ્યું છે તેમ, અનેક મતભેદો વચ્ચે નરસિંહનો ઇતિહાસ પણ દટાયો છે. કોઈએ શોધ કરી, વિ. સં. ૧૪૭૧ માં મ્હેતાનો જન્મ થયો હતો; કોઈ કહે છે, ૧૪૬૯માં જન્મ થયો; કોઈએ ચોક્કસ જન્મ ૧૪૭૦માં શોધ્યો.

માંગરોળ કહે છે, નરસિંહ મ્હેતા માટે માંગરોળને જશ મળવો ઘટે. જુનાગઢ કહે છે, જુનાગઢ એટલે નરસિંહ મ્હેતો અને નરસિંહ મ્હેતા એટલે જુનાગઢ. વચ્ચે તલાજાથી પડકાર પડે છે કે બધા ખોટા છે, નરસિંહ અમારો.

પણ એટલું તો ચોક્કસ કે પિતામહ † પુરુષોત્તમને બે દિકરા: કૃષ્ણદામોદર અને બીજો પર્વતદાસ. કૃષ્ણદામોદરને ત્રણ દિકરા જેમાં સૌથી ન્હાનો નરસિંહ.

---

*કાઠિયાવાડમાં એકતારાને 'રામસાગર' કહે છે.

† ઇચ્છારામભાઈ વિષ્ણુદાસ નામ પિતામહનું વર્ણવે છે.

આ નાગર ભક્તનો કંઠ પામવા Indian National Theatre તરફથી મ્હને ૧૯૪૬માં જુનાગઢ મોકલવામાં આવ્યો. જુનાગઢમાં હાલના નરસિંહ મ્હેતાના ચોતરામાં મ્હને નરસિંહ સાંપડયો નહિ–ન સાંપડયો પ્રખ્યાત ગિરીતળાટીના દામોદર કુંડમાં. પણ માંગરોળ પાસે દેલાણા ગામના ઢેડવાડામાં પાલા ભક્તનો રામસાગર ગુંજ્યો ત્યારે ગુજરાત ભરનું ગૌરવ બોલી ઊઠ્યું "બેટા! હું તો હજીયે મ્હારા હરિજન વચ્ચે જ છું."

ભીમ અગિયારશના પવિત્ર દિવસે જુનાગઢના હરિજનવાસમાં, મોરના પીછે શણગારેલા રામસાગરમાં, ઘુંટાતા હરિજનના કંઠમાં મ્હેં નરસિંહ ભક્તનો કંઠ પારખ્યો. હરિજનથી એને નોખો પાડવો અશક્ય હતો—સાંભળવો દોહ્યલો હતો.

અને પેલો જુગજુગથી જીવતો ડુંગર ગિરનાર!........ એને તો પાર વિનાની વાતો કરી. એની ટોચે વિરાજીત અંબાજીના મંદિરની દિવાલોને ચડીને વિંઝાતા વાયરા યે મ્હારા કાનમા ગાયું ત્યારે તો મ્હારા જીવનની ધન્ય ઘડી હતી. "એવારે અમો એવારે એવા, તમે કહો છો વળી તેવારે."

આ સંગીતકમ્ માં રંગભૂમિ ઉપર રજુ કરી શકાય એવા નરસિંહ મ્હેતાના જીવનપ્રસંગોને જીવતા કરવાનો પ્રયાસ કર્યો છે. શિવદર્શન, રાસલીલા, હરિજનપ્રેમ, નાગરીનાત, શામળશાનો વિવાહ અને હારમાળા: આ પ્રસંગોને જુદા જુદા દશ્યમાં ગોઠવ્યા છે. મુકાવાં જ જોઇયે તેમ મ્હારાં ગીતો સાથે નરસિંહ મ્હેતાનાં ગીતો પણ મુકાયાં છે. 'કેદારો' રાગ ગીરે મુકાય તે વાત બુદ્ધિગમ્ય લાગતી નથી એટલે નરસિંહ પાસે એનો એક-તારો ગીરે મુકાવવાનું સાહસ ખેડયું છે.

ઉપડતા પડદે ગુંજતા રામસાગરના રણકારમાં, અને મંજીરાની ધૂનમાં વધારે વિવેચન યોગ્ય નથી.

# વૈષ્ણવજન

## દૃશ્ય પહેલું

ધન ધન કાઠિયાવાડ! માને જગ તુજ પાડ.
ગરવા તુજ ગિરનારને ઓછાં પડશે લાડ.

ઇતિહાસી એંધાણ ત્હારે ઠ્હાણે ઠ્હાણ છે.
ત્હારો એ આ જગ ઉપર કયાં ઓછો અહેસાન છે?

તું ડોલરીયો દેશ, તું ડોલરીયો દેશ,
જાણે અવનીને આંગણ ઊભો સ્વર્ગતણો અવશેષ.
આવો કાઠિયાવાડ જ્યાં ગઢ જુનાગઢ ગામ
કૃષ્ણ દામોદર ઘેર દિકરો નરસિંહ નામ.



નાગરનો નમણો!
પ્રેમલ જ્યોતિ વેરતો જાણે સૂર્ય ઊગે સોહામણો,
નાગરનો નમણો!

કોટી કોટી માનવ માળખે જોટી ના જેની મળે,
પરદુઃખ કેરા ડુંગર એની આંખ્યુંમાં પીગળે,
એવો નાગરનો નમણો.

જુના તે ગઢની નાગરી નાત
દાદા પરશોત્તમનું ઘર વિખ્યાત.

ચૌદમા સૈકાની નાગર વેલમાં
જાયો ઘઉંવર્ણો.
નાગરનો નમણો.

ભાઇ ને ભાભીની સાચી સગાઇ!
સંગ રહે નરસૈયો પ્રભુગીત ગાઇ.

કાંઈ કરતો ના કામ,
ભમે સાધુ ને ધામ.
રોજ હાથ જમે જમણો.
નાગરનો નમણો.

કીર્તન કીર્તન, નર્તન નર્તન, શેં કરવાં બીજાં ચિન્તન ?
ભાઇ કમાઈ લાવે છે ધન, પીરસતી ભાભી ભોજન.
દિયર દેરાણી, કુંવર રાણી; સૌયે થઇ બેઠાં સન્તન;
મ્હેણું માર્યું ભાભીજીએ: ભાગ્યું નરસૈયાનું મન.

શ્યામળ રંગની રાતડી માથે
ટગમગતી મોઝાર હતી.
ભાભીના વેણના વિષે નિતરતી
શીર મૂકી તલવાર હતી.

કાળજ ભગીને આંખમાં વ્હેતું,
બાપડું થઈને કાનમાં કે'તું,
ગોઝારા ભવની વાતડી પાપી
ત્હારી જ વાતને તેં જ ઉથાપી.

ઝંખના જાગી ઝંખના જાગી,
કડવી વાણી ભાભલડીની કાળજડે વાગી.
ઝંખના જાગી.
એક બાજુ હતી રાતડી રાગી,
એક બાજુ વેરાગી.
ઝંખના જાગી.



## નરસૈંયો

✓ બેસુર આજ સંસાર રે.
મારો મળ્યો ન મળતો તાર રે.
મારો મળ્યો મળે નહિ તાર.

ગાયા કંઇએ વિધવિધ રાગ,
છેડયો અંતે મ્હેં વૈરાગ,
લઇ જાઓ ભવની પાર રે,
થઇ ભવ ભવનો સથવાર. બેસૂર.

શમતાનો જ્યાં ષડજ મળે નહિ,
રીષભ મળે નહિ રહેમભર્યો;

મૃદુવચની જ્યાં મળે ના મધ્યમ,
જ્યાં ઘમંડનાં ગાંધાર રે,
ત્યાં કેમ મળે મ્હારો તાર? બેસૂર.

પરદુઃખીનો ના પંચમ બોલે,
ધનિકનો થઇ ધૈવત ડોલે;
નહિ નિર્બળનો નિષાદ રે.
ત્યાં કેમ મળે મ્હારો તાર? બેસૂર.

ૐ નમઃ શિવાય. ૐ નમઃ શિવાય
વણપૂજ્યું નીરખી શિવલિંગ, નયને નીર ભરાયે.

ૐ નમઃ શિવાય.



हे विश्वनाथ शिव शंकर देवदेव
गङ्गाधर प्रथमनायक नन्दीकेश ।
बाणेश्वरान्धकरिपो हर गोपनाथ
संसारदुःखगहनाज्जगदीश रक्ष ॥

લાગી રે લગન સદાશિવની.
હર હર હર હર ગંગાધરની.
લાગી રે લગન.

સહાય કરો ઓ ત્રિશૂલધારી,
શરણે આવ્યો લ્યો ઉગારી.
અર્પણ કરૂં હું નિજ તન, મન ધન.
લાગી રે લગન.

પ ऽ ऽ ऽ પધ સાંનીધપ મેપમેપ મ ऽ ऽ ऽ
ગમ ગમપ ગમરેસા લાગી રે લગન.

હરિ ૐ, હરિ ૐ
બસ એ જ મંત્ર નિજ રોમ રોમ

વનમાં આજે વિરાટ જાગે,
હૈયું મુજ તવ દર્શન માગે.
દર્શન દ્યો પ્રભુ સોમ.
હ રિ ૐ

હ ર હ ર હ ર હ ર !
શં ક ર વ ર સે
ભક્ત જનોની તરસે
ક રી તાં ડ વ.

ડીમક ડીમક ડીમ ડમરુ વાગે,
પિશાચ થઈને ગભરૂ ભાગે,
અ વ ની ના અ વ શે ષ જા ગે
કરી તાંડવ.
હ ર હ ર હ ર શંકર વરસે.

હર શમ્ભો !
સદાશિવ ! તવ શરણુન આવે સકળ જીવ
કરી નમઃ શિવ. હર શમ્ભો !
માગ માગ તું, ક્ષોભ ત્યા ગ તું,
પુનિત મિલનનો યોગ સાધ તું.
સાધક ત્હારું સાધ્ય માગ તું.
શ મ્ભો !

તવ નરસૈયો બોલી ઊઠ્યો: દામોદર દર્શને હું તરસ્યો
કૃપાનાથનો કૃપાનિધિ ત્યાં એક જ ક્ષણમાં વરસ્યો.



## દૃશ્ય બીજું

ભાઇ અને ભોજાઇ, વણબોલ્યાં રહી રહ્યાં રીસાઈ,
ભાઈનું ગૃહ છોડયું નરસૈયે, સંગ માણેક ને કુંવરબાઇ.

વસ્યા જુદા જુનાગઢ ગામ.
ટીખળ કરતી, ટોળે મળતી
નાગરી નાત તમામ.

ગઢરે જુનાગઢને રંગ લાગ્યો, રંગ લાગ્યો, રંગ લાગ્યો રે.
સૌને શ્યામળિયાનો સંગ લાગ્યો રે.
ગઢ રે જુનાગઢને.

જામે ભજનની ધૂન,
ગાતાં સૌ ચે હરિગુણ.
એવો જડ રે જુનાગઢને રંગ લાગ્યો રે.
કરમાં લઈ કરતાલ
દેતો નરસૈયો તાલ,
ભજો ભજો ગોપાલ,
બોલ્યો જસોદાનો લાલ.' જડ રે ૦

આજ મ્હારૂં હૈયું થયું મેંદીનું પાન.
એને પીસે પીસે ને એમાં પ્રગટે છે પ્રાણ.
આજ મ્હારૂં હૈયું થયું મેંદીનું પાન.
લીલુડી પાંદડીનો રાતુડો રંગ:

એમ મ્હારી માયારંગી કાયા માંહી શામળાનોસંગ
એનાં નિતર્યાં આસુડાંમાં સુખડાંની લ્હાણુ.
એવું મેદીનું પાન.

ગિરી તળાટીને કુંડ દામોદર ત્યાં મ્હેતાજી ન્હાવા જાય.
ઢેડ વરણુમાં દૃઢ હરિભક્તિ તે પ્રેમ ધરીને લાગ્યા પાય.

કર જોડીને પ્રાર્થના કીધી વિનતી તણાં બહુ વદ્યા વચન.
મહંત પુરુષ અમારી અરજ એટલી અમારે આંગણે કરોરે કીરતન.

પ્રેમ પદારથ અમો પામીએ, વામીએ જન્મમરણજંજાળ.
કર જોડતામાં કરૂણા ઉપજી, મહેતાજી વૈષ્ણુવ પરમ દયાળ.
(ન. મ.)

મૂર્તિમંત માનવતા ત્યારે નરસૈયો થઇ બોલી રહીઃ

હાલ મ્હારા મનવા હરિજનવાડે.
ભવ ભવનું માથે પાપ ધગે છે
માનવને મો ભાડે.
મનવા હરિજનવાડે.

એક જ માટીમાંથી જાયા સૌ આપણે,
એક ધામ જવા સરજાયા.
એક જ માટીનાં સૌ નોખાં રમકડાં
એવી નરસિંહના સ્વામીનાં માયા.
હાલ મ્હારા મનવા હરિજનવાડે.

## ધૂન

નાગરનો નમણો.
પેલી નાગરી નાત કરે વિધવિધ વાત!
જોને ભૂલ્યો આ જાત,
જાણે સૂર્ય ઊગે આથમણો.
ભૂલે નાગરનો નમણો.
આવો નાગર કેરો છૈયો
ઢેડ સંગ નાચે રે નરસૈયો.

એવા રે અમો એવા રે એવા તમે કહો છો વળી તેવા રે.
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે.

સઘળા સાથમાં હું એક ભૂંડો, ભૂંડાથી વળી ભૂંડો રે.
તમારે મન માને તે કહેજો સ્નેહ લાગ્યો મૂને ઊંડો રે એવા.

કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવેરે,
સઘળા પદારથ જે થકી પામે મ્હારા પ્રભુની તોલે ના'વે રે. એવા.

હળવા કરમનો હું નરસૈયો, મુજને તો હરિજન વ્હાલારે,
હારજનથી જે અંતર ગણશે તેના ફોગટ ફેરા ઠાલારે. એવા.

(ન. મ.)

ઢોલ ગોતી ઢે જો રે
મ્હારા કાન કુંવરીયાની ઝુલણી,
મ્હારા સ્યામસુન્દર વરની ઝુલણી.

સાવરે સોનાકેરી ઝુલણી. માંહી રૂપા કેરા ધાગા.
અવર લોકને ઓપે નહિ મ્હારા કાનકુંવરજીના વાઘા. મ્હારા.
શેરીએ શેરીએ સાદ પડાવું ને ઘર ઘર હાલું છું જોતી;
હરે ઝુલણીમાં કંઇએ નથી બીજું: મ્હારૂં એક કળાયેલ મોતી. મ્હારા.
માતા જસોદાજી મહી વલોવે ને કાનો વળગ્યો કોટે :
હરે ઝુલણીને કારણીયે મ્હારો લાડકવાયો લોટે. મ્હારા.
(ન. મ.)

## રાસ

રંગ રે. રંગ રે કાન ત્હારી મુરલીયાને રંગ:
સૂર જેનો ઉરમાં લાવે ઉમંગ.
રંગ રંગરે.
બાજુબંધ વિંછીયા ને કાને ઝબુકિયાં
મોરલીમાં મોર કલશોર રે.
રંગ રે.

હે.....સાજ પખવાજ વાગે,
ઝાંઝર ને ઝાંઝ વાગે,
ડફ ડમરૂ ઢોલ, ઝાકમ ઝોળ વાગેરે.
રંગ રે...રંગરે...



# દ શ્ય ત્રી જું

## ગાયકવૃન્દ

વડનગરથી જોષીરાજ આવ્યા
માગું મ્હેતા મદનની કન્યાનું લાવ્યા.
જુનાગઢની નાગરી નાત,
ટીખળ કરી માંડે મોટી પંચાત.
જાઓ જોષી નરસૈયાને ઘેર
મુરલીયો મળશે ત્યાં સારી પેર.
સૂત એનો શામળ કામણગારો
ઊભો સામે વગાડશે એકતારો.

ગોર ભોળારે, આવ્યા નરસિંહ દ્વાર,
નરસૈયે કીધો સત્કાર.
પૂછે નરસૈયોરે, કેમ ગરીબને દ્વાર ?
કહોને વાત સકળનો સાર.

ગોર વદતારે:
વડનગરના વેવાઇ
એની કન્યાની કરવી સગાઇ.
સુત આપનો રે, ચતુર સુંદરજાણ
સૌ ગામ કરે છે વખાણ.
આ સ્વીકારો શ્રીફળ પાઘ
કરો શુભ મૂહુર્ત મંડાણ.

તવ નરસૈયો બોલી ઊઠયો ઘર ગોતો રે,
ગોર ઘર ભૂલ્યા છો આપ, હું તો ખોટો રે.
મુજ નામી કો નરસૈયો હશે મોટો રે,
હું તો રંક પ્રભુનો દાસ ઘરમાં તોટો રે.
મ્હારા ગરીબનો સંસાર તંબુર તાર રહ્યો,
હું તો જન્મ્યો જગતમાં ભાર, પ્રભુનો હાથ ગ્રહ્યો.
મ્હારે નયને શ્રાવણીયાની ધાર સંસાર તરવો રહ્યો.
પામી મ્હારા પ્રભુનો પાર સદાયે ગરવો રહ્યો.
નથી ખાવાયે પૂરું ધાન, પીવા દૂધપાન નથી,
અંગે ઓઢવા વસ્ત્રોની તાણ, કોઇ અણજાણ નથી,
કોઇ ટીખળી હસતી આંખ રંક મોઝાર ઢળી,
તેથી દાખવ્યું મ્હારૂં દ્વાર હસવાની લ્હાણ મળી.

સુણી કહાણી નરસૈયાની ગોર વદે વાણી:
મોટાએ મોટાઇ નિજની કોઈ દિવસ કહી જાણી?
ફાટ્યાં વસ્ત્રે નિરખ્યા મ્હેં લખકોટી શણગાર,
રૂદ્રાક્ષની માળામાં ભાળ્યા હીરના હાર.
છોને નથી ખાવાને ધાન, નવલાં નિરખ્યાં મ્હેં એંધાણ,
તંબુરાના તારે દીધી વૈભવની પિછાણ.

**ગોર**

હવે મુરતીયો તેડાવો,
કંકુ ઘોળાવો,
શુભ ઘડી નીરખાવો,
હોંશે ચંદરવા બંધાવો,
તોરણ બંધાવો,
ચોઘડીયાં વગડાવો.

ગાયક વૃન્દ

શ્રાવણ ભાદરવા વરસે
વૈરાગી આંખડીયેઃ
એક હસે નયનાં હર્ષે
બીજી રડે લઘુતા લાગણીયે. શ્રાવણ ૦
નિત્ય નિરંતર અંતર એને રમતા હરિ ત્યારે બોલ્યાઃ
આજે કાં નરસૈયા ત્હારા મનના મ્હાતમ ડોલ્યા ?
થતું હોય તે થાવા દેવું.
ત્હારે કયાં છે લેવું દેવું ?
જગ પણ જોશે શામળવિવાહ, મનગમતા માગણીયે
વૈરાગી આંખડીયે.

**નાગર સ્ત્રીઓ**

હસતી હસતી ટીખળ કરતી
નાગર કેરી નાર રે
ડાહી ડમરી, ગોરી ગવરી

આવે નરસૈયાના દ્વાર રે.
માણેક મ્હેતી મ્હોં ગળ્યું કરાવો
રંધાવો કંસાર રે
ગોરી ગોરી કન્યા આંગણુ
શ્યામળીયો ભરથાર રે.
હેમ ખરીદીને ઘાટ ઘડાવો
કરતાલો વગડાવો રે.
સોનાની ઘુઘરી, તંબુર તારે
રૂમઝુમતી પોરાવો રે.
મ્હેતાજી છે ભગત મોટા,
હરિજન તેડાવો રે.
ભજન કરતા સૌએ ભગતની
વેલડીયો જોડાવો રે.

## દશ્ય ચોથું

બહુ બહુ બળીયો, ગંગાજળીયો ધરતીયે ઢળીયો.
ગિરિરાજ ગિરનાર છત્રસુખસત્ર બને, તત્ર રાજા
માંડલીક મ્હેરનો મેહુલિયો.
વગડા વીધીને આવે કાવડ વાવડ લઇ, પાવન કરતાં
એવા ગંગા કેરાં નીર લઇ
રાજવી અધિક એવો માંડલીક સ્નાન કરે, રોજ એમ
પ્રભુ સ્મરે, દુઃખ હરે, સુખ કરે.
રાજ કેરો ભાર પાડે પાર દરબાર ભરી,
સાંભળે રૈયતકેરો સુખ દુઃખ સાર વળી,

થઇને તારણહાર કરે જયજયકાર !
કરે જયજયકાર !
ખમ્મા ખમ્મા, રા'ને ખમ્મા ખમ્મા !
ખમ્મા ખમ્મા રા'ને ખમ્મા ખમ્મા !

### નગરજનો

રા'................રા'.........
ત્હારી રૈયત માગે દાદ.
ઉગારો ઉગારો કહી ધરમ બિચારો
પાડે કરૂણ સાદ.
રૈયત માંગે દાદ.
નાગર કેરો છૈયો નરસૈયો
મૂકે છે મરજાદ.
વૈષ્ણવ નામે તૂત ચલાવે
લેતો ખોટા વાદ
રૈયત માંગે દાદ.

### ગાયકવૃન્દ

સંતન ભીમ કો સાધુ સંન્યાસી
ભેગા મળ્યા જુનાગઢ વાસી.
રાજન આ તો વષ્ણવ કેરી, નરસિંહ કરતો હાંસી.
રૈયત માંગે દાદ.

રામ રોમમાં રોષ ભર્યો માંડલીક ગર્જ્યો:
ધર્મ રાખવા ધરતીખાતે પ્રભુએ મુજને સર્જ્યો.
રમતું રમતાં ધરમની સાથે મસ્તક નહિ રહે ધડને માથે.
એવું અનિષ્ઠ આચરનારો નરસિંહ મરશે મ્હારે હાથે.

આ મ્હારી રૈયત માગે દાદ.
ઉગારો, ઉગારો કહી ધરમ બિચારો
પાડે કરૂણ સાદ.

સાંભળને નરસૈયા !
લોક સઉ વદી રહ્યા :

નીચ કરમનો તું નરસૈયો, મૂકે છે મરજાદ.
આજે મ્હારા એ દરબારે થાશે વાદવિવાદ.
આ મ્હારી રૈયત માગે દાદ.

તવ બોલ્યો નરસૈયો :
એવારે અમો એવારે એવા તમે કહો છો વળી તેવારે.
નીચ કરમનો હું નરસૈયો, મ્હને તો હરિજન વ્હાલારે;
હરિજનથી જે અંતર ગણશે એના ફોગટ ફેરા ઠાલારે.
એવારે અમો એવા રે એવા.

ધરતી ધણધણી, બોલ બોલ વણી
જુનાગઢ ધણી વાણી વદે,
જ્યારે જુનાગઢ ધણી વાણી વદે:

ફટ રે ફટ નરસૈયા ભૂંડા, આ કુડાં કરમ તને કેમ સદે ?
રકત રકતમાં હોય ભકત જો, પટ ઘુંઘટના ખોલી દે.
ઘટ ઘટ વસતો શ્યામળિયો ત્હારો કયાં છુપાયો બોલી દે.
ભલા, ભરી સભામાં બોલી દે.

## ન ર સૈ યો

ઓ . ...ધણીના ધણી,
ભૂલ્યારે ત્યાંથી લઇયે પાછું ગણી.
ઓ૦

હીરાનું પારખું છે હીરાની કણી
ઓ ધણીના ધણી.
પૂછે છે આજ મ્હારો જુનાગઢ ધણીઃ
ક્યાં ક્યાં વેરાણી ત્હારી આતમ કણી ?
કહી દે એને તું આજે વાતું આપણી.
ઓ૦

## માં ડ લિ ક

નથી જોઇતી ખટખટ, નટખટ.
ફટ રે ફટ નરસૈયા ભૂંડા !
બદલો ત્હારે દેવો પડશે, કર્યાં કરમ ત્હેં જે કુડાં
દિનરજનીભર હું બેઠો છું,
ભરી સભા પણ હાજર છે,
હું યે જાણું છું. સ્થ લ સ્થ લ માં
શિવ શંકર સચરાચર છે.
વિનવી લે ત્હારો જગદાધાર,
આવી તુજને અર્પે અત્રે
ચમત્કાર કરી ફૂલનો હાર.

નહિ જો થાશે એ સાચું
તહારૂં મસ્તક કાપીશ કાચું.
નથી૦

## નરસૈયો

ભવરે સાગરમાં હું ભૂલ્યો પડયો,
મ્હને જડે નહિ આરો.
કેમરે સ્મરૂં મ્હારો સ્યામળિયો
ગીરે મૂકયો એકતારો.
ગીરે મૂકયો એકતારો,
સંગ રાગ કેદારો.
મ્હારા વ્હાલીડાને વ્હાલોરે લાગે
મ્હારો રાગ કેદારો.
મ્હને લાવી દ્યો કોઈ મ્હારો એકતારો.

## ધૂન

શામળા ગિરધારી!
પાછી આવી વિપદની વારી.
વિધવિધ રાગ ગાઇ નરસૈયો, ભજી રહ્યો એનો ભગવાન;
તોય સુણે નહી શામળિયો એના સુરની તાન.

## નરસૈયો

બેસુર સાજ સંસાર રે
મ્હારો મળ્યો મળે નહી તાર.

(આશાવરી)

આશા પૂરી કર આશાવરી તું,
જાને સત્વર પાસ હરિ તું,
આશા પૂરી કર આશાવરી તું.

(રામકલી)

ભલી રે, ભલી મ્હારી રામકલી,
તું જાને પ્રભુની પાસ અલી.
કહેજે એને ત્હારે દર્શન દાસ ત્હારો
ગયો ગળી.
ભલી૦

(પરજ)

પરજ ગાઇ કરે અરજ નરસૈયો:
લાજ મ્હારી રાખો શામળા!
વિનવી રહ્યો નાગર છૈયો.
બેસુર સાજ સંસાર રે.

ત્યાં ભરી રે સભામાં, આવ્યો ગિરનારી વાણીયો.
જોનારાએ એને જોયો, જોયો તેવો જાણીયો.
ભરી૦

મ્હેતાજી, લ્યોને આ આપ કેરો એકતારો,
ચુકવી દીધાં દામ, એની પ્હોંચ ભેળી સ્વીકારો.
મુક્ત કંઠ ગાઓ મ્હેતા
રાગ હવે કેદારો.

## નરસૈયો

હૈયાના હાર !
આપો ફૂલહાર, ગાઉં કેદાર.
હૈયાના હાર !

હરિ ! શું થાશે મ્હારી હાર ?
અફળ થશે મ્હારો કેદાર ?
સત્વર ધાઓ જગદાધાર
હૈયાના હાર !



## દૃશ્ય પાંચમું

સમય સરિતને આરે
કાળ કેરી ઉષા સન્ધ્યા
પ્રગટી આથમતી ચાલી.
તં બુ ર કે રે તા રે
ઘ ડ પ ણ ને ઓ વા રે
શ્યામળિયાને ભજતાં મ્હેતાની વાગી રહી તાળી.

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી,
સાધુ પુરૂષને સુઇ ન રહેવું.
નિદ્રાને પરહરી સમરવા શ્રી હરિ
એક તું એક તું એમ કહેવું.

(ન. મ.)

આવ્યો ભવસાગરનો કિનારો.
ભક્તિનું ભાથું ભરીને હોડી
જા તી દો ડી દો ડી.
હવે મિલનની ઘડી થોડી
આવ્યો વ્હાલાને મળવાનો વારો. આવ્યો૦

શ્રદ્ધાના સઢમાં પ્રેમળ ભક્તિનો
વાગી રહ્યો એક તારો. આવ્યો ૦

ભાંગ્યું તો યે અંગ
જાય હરિજનને સત્સંગ. ભાંગ્યું૦
આથમતી સન્ધ્યાના નભમાં
છાયો ભક્તિનો રંગ. ભાંગ્યું૦

વૈષ્ણુવ જન તો તેને કહિયે જે પીડ પરાઈ જાણેરે,
પરદુઃખે ઉપકાર કરે તો યે મન અભિમાન ન આણેરે.
સકળ લોકમાં સઉને વંદે, નિંદા ન કરે કેની રે.
વાચ, કાય, મન નિશ્ચલ રાખે ધન ધન જનની તેનીરે.
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી પરસ્ત્રી જેને માતરે.
જીહ્વા થકી અસત્ય ન બોલે પરધન નવ ઝાલે હાથરે.
મોહ માયા વ્યાપે નહિ જેને દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે.
રામનામ શું તાલી રે લાગી સકળ તીરથ તેના તનમાં રે.
વણલોભી ને કપટરહિત છે,
કામ ક્રોધ નિવાર્યા રે.
ભણે નરસૈયો તેનું દરશન કરતાં
કુળ ઈકોતેર તાર્યાં રે.

(ન. મ.)



આજનું હિન્દુસ્તાન જ્યારે ગઇ કાલનું જંબુદ્વિપ હતું ત્યારની આ વાત છે. ૨૬૦૦ વર્ષોના થર જામી ગયા, જ્યારે આજનું આપણું નવનીત દિસતું પ્રજાતંત્ર કયારનુંયે ભારત ભોમને આંગણે પાંગરી ચૂક્યું હતું.

અંગ, મગધ, કાશી, કોસલ, વજ્જી, મલ્લ, ચેતી, વંસ, કુરૂ, પંચાલ, મચ્છ, સુરસેના, અસ્સક, અવન્તી ગાંધાર અને કમ્બોજ જંબુદ્વિપનાં આ સોળે રાજ્યોમાં લોકશાસન હતું.

આઠ આઠ જેટલા કુળના અધિકારી વજ્જીઓના વંશમાં મોખરે હતા બે, મિથિલાના વિદેહીઓ અને વૈશાલીના લિચ્છવીઓ. આજના આપણા ઉત્તર બિહારમાં એ સમયે લિચ્છવીઓનું પ્રજાતંત્ર શાસન કરતું. પાટનગર હતું વૈશાલી. આ વૈશાલીના સંથાગાર (Parliament) માં સાતથી આઠ હજાર જેટલા સમાન કોટીના લિચ્છવીઓ લિચ્છવી લોકવૃન્દનું લોકશાસન કરતા. નિયમો ઘડાતા, પ્રાણના ભોગે તે પળાતા. આવા આ લિચ્છવીઓના લોહીથી જગતને જે અનેક ઉત્તમ વ્યક્તિઓ સાંપડી છે—તેમાં વિશ્વવંદ્ય મહાવીરસ્વામી અને આજની આપણી રંગભૂમિની રૂપગર્વિતા આમ્રપાલી ભૂલવાં હશે તોય જગત એમને ભૂલશે નહીં.

અનેક મતમતાંતરોના ઇતિહાસ વચ્ચેથી અમે, અમારી 'આમ્ર-પાલી'ને, શોધીને રંગભૂમિને અનુકૂળ બનાવી છે. એમાં અમને મદદ મળી છે બે પુસ્તકોમાંથી : એક રામચંદ્ર ઠાકુરની 'આમ્રપાલી'માંથી, અને બીજી 'સેણીય બિંબિસાર' સુશીલકૃતમાંથી. પડદો ઉંચકાય તે પહેલાં થોડીક વાતો કરી લેવી છે.

શિકારે નીકળેલા વૈશાલીના પ્રમુખ મહાનામને આંબાની ડાળ નીચેથી, એક બાલિકા જડી આવે છે. નામ પડે છે આમ્રપાલી. શશિયરનું રૂપ ચોરીને આવેલી આમ્રપાલીને દેશદેશના કલાવિશારદો નૃત્યકારો, સંગીતકારો તરફથી કલા, નૃત્ય અને સંગીતનું ઉચ્ચ કોટિનું શિક્ષણ અપાય છે. અપૂર્વ કલાના સંસ્કારે સિંચિત થયેલ આમ્રપાલી, જ્યારે યૌવનને આંગણે આવીને ઊભે છે ત્યારે એક પૂતળીવાળાના પ્રસંગમાં આવીને અથડાય છે. મગધ અને વૈશાલી વચ્ચેનું વેર જગતથી અજાણ્યું નહોતું. છતાં બિંબિસાર. મગધનો રાજવી, .. 'આમ્રપાલી' પાછળ ઘેલો હતો.—'વેર વેરથી શમતું નથી, વેરઝેરનું નિવારણ પ્રેમ છે' એ વાત જ્યારે આમ્રપાલીને પૂતળીવાળાની નર્તન-કથામાંથી સાંપડી ત્યારે આમ્રપાલીએ જાણ્યું કે આ દૂર દેશનું પારેવું અસાધારણ છે. અને જ્યારે વૈશાલીના વેરી બિંબિસારને એણે પૂતળી-વાળામાં જોયો ત્યારે એ દેશ અને દેહ વચ્ચે ખોવાઇ ગઇ.

છતાં પ્રેમે—પ્રેમનું કામ કર્યું. આમ્રપાલીનું હૈયું દુશ્મન બિંબિ-સાર તરફ ઢળ્યું. આમ્રપાલીનું રૂપ નિહાળી ઘેલા બનેલા વૈશાલીના વીરોમાં કુસંપ જાગ્યો. આ વસ્તુસ્થિતિનો લાભ લઇ વૈશાલીના કપટી યુદ્ધમંત્રી અભયરાજે મહાનામને લિચ્છવીઓની પ્રથાની યાદ આપી કે જ્યારે એક સુંદર સ્ત્રી કાજે દેશમાં કુસંપ થાય ત્યારે એ સ્ત્રીએ

કાંતો પોતાની જાત સમસ્ત દેશને સમર્પિત કરવી—કાંતો દેશના જ કોઇ વીર પુરુષ સાથે પરણી જવું. બીજું કારણ દર્શાવતાં અભયરાજ પોતે જ મહાનામ પાસે આમ્રપાલીના હાથની માગણી કરે છે. પરિણામે મહાનામ અને અભયરાજ વચ્ચે પ્રકોપ પ્રજ્જ્વળી ઊઠે છે. આમ્રપાલી આ વાત જાણે છે. પોતાને કારણે પોતાના દેશમાં કુસંપ થતો હોવાથી એને અપાર વેદના થાય છે. નયનોમાં ભૂતકાળનાં શમણાં તાજાં થાય છે. સંથાગારમાં 'પાલી' સમસ્ત દેશની દાસી તરીકે જાહેર થાય છે. અંતમાં મારુમ રાતને ઉંબરે, આશાની તારલી પ્રત્યે મીટ માંડતી 'પાલી'ને એનો બિંબિસારથી સાંપડેલો પુત્ર વિમળ તથાગતને શરણે લઇ જાય છે.

આજના 'સંગીતકમ્'ની વાત આ પ્રમાણે છે. આમ્રપાલીનું વ્યક્તિત્વ દાખવવામાં અમે આમ્રપાલીનું ભવિષ્ય પૂરતું ખીલવી શક્યા નથી ને બિંબિસારનું શું થયું એ બતાવી શક્યા નથી. સવા બે કલાકના અતિઅલ્પ સમયમાં વર્ષોની વાત કેમ સમાવવી ?

તખ્તાની સજાવટ, શણગાર, નૃત્ય અને સંગીતમાં આજની અમારી આમ્રપાલી, અમારાં બીજાં ભૂતકાળનાં સર્જનોથી અનોખી છે. classical dancing અને classical musicને વ્યવહારુ બનાવી અમે આપની સમક્ષ લાવ્યા છીએ.



## દૃશ્ય પહેલું

( આષાઢી રાત હતી વૈશાલીના ગગનગોખે વર્ષાનાં વાદળાં જામ્યાં હતાં. વર્ષાના વધામણે રાચતા લિચ્છવીના લોકવૃન્દે જે ના નિરખ્યું તે વાદળની ઓથે સંતાતા શશિયરે નિરખ્યું... એક અભાગણી આમ્રવૃક્ષની ડાળ નીચે એની બાલિકાને મૂકીને ચાલી ગઇ. ઊગતી ઉષાએ અજવાળું પાથર્યું ત્યારે શિકારે નિકળેલા વૈશાલીના મહાપુરૂષ મહાનામે આમ્રવૃક્ષ નીચે પડેલી બાલિકાને પોતાની હૂંફમાં લીધી...આમ્રવૃક્ષ નીચેથી જડી એટલે નામ રાખ્યું " આમ્રપાલી ")

( આલાપ )

ઘોર ... ... ઘનઘોર
છાઇ... ... માઝમ રાત
સોનલ શમણે છાબ લઇ પેલી રજની રાણી
પૃથ્વી પટે ઊતરી આવે, ધીમે પગલે છાની.



ધન ધન વૈશાલીની ભોમ !
મૃદંગ બાજે તોમ...તોમ...તોમ. ધન૦
ઊજવે ઉત્સવ નરને નારી,
નભ ચઢી વર્ષા સત્કારી :
અંગે નર્તન રોમ...રોમ.. રોમ. ધન૦
ફૂલાં ફાલી વન ઉપવન વાડી,
કાળી કાજળ રાત અષાઢી :
સંતાતો વાદળમાં સોમ. ધન૦

બરસો બદરિયા રીમઝીમ, રીમઝીમ,
ન ર્ત ન વ ર્ષા ક ર તી થ ન ગ ન.
રી મ ઝી મ રી મ ઝી મ.

મેઘરાજ આવો, મેઘરાજ આવો,
આવો રે . ..............આવો.

આવ રે...આવ રે મેહુલિયા આવ,
ઝાઝેરૂં ના તલસાવ રે આવરે આવ.

દૂર વર્ષાના વાયરા વાય રે,
પેલા મોરલિયા એ ગીતડાં ગાય રે,
આવ રે.. આવ રે મેહુલિયા આવ.

મેઘરાજ આવો, મેઘરાજ આવો.
આવો રે........... . ...આવો.



શ્યામલ પટ ઘૂંઘટમાં અનંતનું ઓજસ છુપાવી
અર્પણ કરવા ઉષાને રજની તૃતીય પ્રહરમાં આવી.

કો ણ આ ?
મૂર્તિમંત વેદના ?
આંસુની આરાધના, કરે આંસુની આરાધના.
કોણ૦

ઝૂકી ઝૂકી આંબલિયા ડાળા,
મૂકી કુસુમની કળી રૂપાળી..........ઝૂકી૦
ક્યાં ચાલી ..........નીચું મુખડું ઢાળી?
ક્યાં ચાલી૦



જાગે..........જગ જાગે,
ઉષા ઊગે નભે રાગે
ગગન ગોખમાં ઉષા આવી,
ઘડીભરમાં જગ દીધું જગાવી,
અવનીમાં ઓજસ પ્રગટાવી...જાગે૦

મહાનામ ! ...મહાનામ !
મૃગયા રમતો રાજન નિસર્યો, ધ્રુજાવે ધરતીનાં ધામ.
મૂકો મારગ : જગઉદ્ધારક, રિપુસંહારક, રંકનો તારક,
વૈશાલીનો તારણહાર.
મહાનામ !



ડીમ ડીમ ડીમ ડીમ દુંદુભી નાદ,
હણહણતા અશ્વોના સાજ.
મહાનામ !

ત્યાં દીઠું અણદીઠું આજે:
આંબલિયાની ડાળ નીચે એક રમતું ઊગતું ફુલડું રાજે.
મહાનામે કરમાં લીધી બાલિકા રૂપાળી.
બોલ્યા: આવી રૂપની પ્રતિમા વૈશાલીએ ના ભાળી.
ધન્ય ધન્ય એ આમ્રવૃક્ષ ને આંબલિયાની ડાળી;
રજનીભર જેણે પાળી–નામ રાખીશું આમ્રપાલી.



## દૃશ્ય બીજું

[આ દૃશ્યના અનુક્રમે ત્રણ વિભાગ છે:

આમ્રપાલીનું બાળપણ, કૌમાર્ય અને યૌવન.

કલાસ્વામીઓના નવાનોખા કલાસંસ્કારે સિંચિત થઈને આમ્રપાલી બાળપણ અને કૌમાર્ય વટાવીને યૌવનને આંગણે આવીને ઊભે છે.

નર્તન આવીને એના નૂપુરમાં વસે છે, સંગીત એના કંઠમાં.]

આમ્રપાલી !.. ......આમ્રપાલી !
ઊગતી કુસુમ કલીની સૌરભ પ્રગટી તેવી ફાલી.
આમ્રપાલી૦

રૂમઝૂમ તું તો નીરનું ઝરણું જાતું વનમાં ચાલી.
દેશ દેશના કલાવિશારદ આવ્યા વૈશાલી ચાલી.
સંસ્કારોનાં નવલાં ઘડતર આમ્રપાલીમાં દીધાં ઢાળી.
આમ્રપાલી૦

સરસ્વતીએ સ્વરવીણાની લ્હેરી અંગેઅંગ રેલાવી.
ઉરમાં સૂરની સ્વરસરિતા રંગભરી રેલાવી.

આમ્રપાલી૦



મ્હોરી મોરી રે
નવલ કિશોરી.
વસંત જાણે ફૂલડે કોરી આવે ઓરી ઓરી,
બ્રહ્માએ રૂપ રેડી દીધું ઘડતાં ચંદ્ર ચકોરી,
નર્તન સંગીતના સંસ્કારે રાચે વૈશાલીની ગોરી.

મ્હોરી૦



તોમ તદારે તાની
દીમ તાના તદ્રેતાની
તદારે તોમ તદારે તોમ
તદારે તોમ તોમ...તોમ...તોમ...તોમ...તોમ૦
ઝીની ઝીની ઝીની ઝીની ઝીંઝીણી બાજે,
ધાગીટ તાકીટ થૈ મૃદંગ બાજે,
ઓદારે તદારે તાની દીમ તાના તદ્રેતાની તોમ૦

## દૃશ્ય ત્રીજુ



[ તું શું જાણે વૈશાલી?

શશિચન્દ્રને પણ ક્યાં જાણ હતી કે એનું રૂપ ચોરાઈને વૈશાલીને આંગણે વિકસ્યું હતું? અપાર રૂપ હતું...પણ એ રૂપમાં પ્રાણ નહોતો. આમ્રપાલીનાં સ્નેહધામ સૂનાં હતાં...ત્યાં એક પૂતળીવાળો આવ્યો-જડ કાષ્ટની પૂમળીઓમાં પ્રાણ પૂરીને એ નચવતો. એનું માદલ વાગ્યું ને આમ્રપાલીનું હૈયું નાચી ઊઠ્યું. નૃત્યની સાથે વાત મંડાણી: એક રાજા હતો, એને એક માનીતી એને બીજી અળખામણી એમ બબ્બે રાણી હતી.

અપાર વૈભવ હતો પણ છૈયાંછોકરાં નહોતાં—અચાનક એક દિવસ એક આંબાની ડાળ નીચેથી એક કુંવરી જડી આવી. બહુ રૂપાળી... રૂપ રૂપનો અવતાર. કુંવરી મોટી થઈ. મોટા મોટા નૃપ એના રૂપ ઉપર વારી જવા માંડયા. પણ કુંવરીનું મન માનતું નહોતું. એક દિવસ એક શિકારે નીકળેલો કુંવર કુંવરીના હૈયામાં વસી ગયો. કુંવરી બોલી, "પરણું તો તને પરણું." કુંવર કહે, "હું તો પરદેશી છું.. પરદેશીથી પ્રીત થાય નહી." કુંવરી બોલી, "સ્નેહ મહીં દેશ નથી ને પરદેશ નથી, પરણું તો તને જ પરણું."......

પૂતળીવાળાની વાર્તાની આ કક્ષાએ આમ્રપાલીના સ્વદેશ પ્રત્યેની અસ્મિતાના સંસ્કાર જાગૃત થયા-પૂતળીવાળામાં એણે કોઈ અનોખું વ્યકિતત્વ જોયું—'પરદેશીથી પ્રીત થાય નહીં' એવો વૈશાલીનો સિદ્ધાંત વાણીમાંથી સરી પડ્યો-છતાં હૈયું પરદેશી પ્રત્યે ખેંચાવા માંડયું.

એ પૂતળીવાળો નહોતો-હતો એ બિંબિસાર... માગધી... પરદેશી !]

તું શું જાણે, શું જાણે તું, શું જાણે વૈશાલી ?
સૌરભ તારી રૂપકલીની દિશા દિગન્તર ફાલી.
—તું શું જાણે૦

વસંત જાણે વિશ્વ સકળનું યૌવન વીણી લાવી,
શશીએ જાણે નિજ કૌમુદી વદનકમળ બિછાવી,
બ્રહ્માએ—પુણ્યશ્લોક બ્રહ્માએ, રગ રગ રૂપ સરિતા રેલાવી.
ઘેલું થઈ મૃગ દોડી આવે સૂણી વીણા રણકાર.
રૂપઅંબારે આકર્ષાયો મગધરાજ બિંબિસાર.
ઓ ભાગ્યશાલી વૈશાલી !
—તું શું જાણે૦



આથમતે અજવાળે :
સમીર રાણા સંધ્યાટાણે વિંઝણલો ઢાળે.
નયનાં કોઈનાં ઝંખતાં જાણે દૂર ક્ષિતિજમાં ભાળે.
એકલ કો સુનકાર એને આતમમંદિર સાલે—આથમતે૦



આવે પૂતળીવાળો !
હે......હે...... આવે પૂતળીવાળો !
હો......હો......આવે પૂતળીવાળો !
જડ પૂતળીમાં પ્રાણ પૂરીને ચેતન રેલવનારો.—આવે૦
એના ઘૂઘરીયાળા વાળ, આપ તેજમર્યું ભાલ,
એવો છેલ છોગાળો, આવે ઘૂઘરીવાળો.
નવલો નાચે, નમી દર્શન યાચે,
કાષ્ટતણી કાયામાં નર્તન પ્રગટાવું.
દૂર દૂરના રીઝવી રાજ આપ સમીપ આવું.
નૃત્ય નિહાળોઃ બોલે પૂતળીવાળો.
હો.......હો . ......આવે પૂતળીવાળો !



નર્તનનું નામ સૂણી નર્તનની મૂર્તિ રાચી :
નચવ તારી કાષ્ટ કાયાઃ નયનાંએ કહ્યું નાચી;
હો પતળીવાળા, નચવ કાષ્ટબાળા.



## પૂતળીવાળો

ડફ બાજે, માદલ ગાજે, નર્તન કેરા નૂપુર બાજે,
સૂત્રધાર નિજ સૂત્રો સાજે.

ટમ ટમક ટમ, ટમ ટમક ટમ, ટમ ટમ તારલિયા,
મારી આ પૂતળીને નયને આવી બસો બાવલિયા.

સમ સમક સમ, સમ સમક સમ, સમ સમીરની લ્હેરો,
પૂતળી કેરા અંગે અંગે પ્રાણ તમારો વેરો.

સકળ સૃષ્ટિના સર્જનહાર ધાવો મ્હારી વારે;
અમૃતનાં છાંટણિયાં છાંટો દાસ તમારો સંભારે.

નટરાજ સ્મરું, ગજવો ઘૂંઘરૂં :
છુમ છમક છુંમ, છુમ છમક છુંમ,
છુમ છમક છુંમ, છુંમ છુંમ.



એક હતો રાજા. એને સૈનિક ઝાઝા,
એને મ્હેલે વાગે વાજાં. એને બન્ને રાણી;

એક અળખામણી ને બીજી મનમાની.
એક હસે ખડ ખડ; બીજી રડે છાનીમાની.

છૈયાં છોકરાં મળે નહિ, દીધું દાન ફળે નહિ.
શું કરવું ભાઈ, શું કરવું ભાઇ, શું કરવું ભાઇ, શું કરવું ?



ત્યાં એક કૌતુક જોયું : સરવરિયાને પાળે,
આંબલિયાની ડાળે, બાળક રમતું ભાળે :
કુંવરી !...કુંવરી !......કુંવરી !......
કુંવરી મળી, શું આભથી પડી !
ચાલો અશા ફળી.—એક હતો રાજા૦

વર્ષો ઉપર વર્ષો જાય, કુંવરીબા તો મોટાં થાય,
આભની પરી એવી કુંવરી કરતી નર્તન ચાલે થનગન.
સોનલ સુંદર વેશ, શીરે કંચન જેવા કેશ;
ચાલે થનગન કરતી નર્તન.
થાકી પાકી, ગળે કુસુમની માળા રાખી,
બોરડીનાં બોર ચાખી; આંબલિયાની ડાળી
બેઠી ત્યાં રૂપાળી આભની પરી એવી કુંવરી.



આવ્યો એક નૃપ, દેખાવે કદરૂપ:
ચાલે ધમ ધમ ધમ ધમ:
કુંવરી, રે કુંવરી, સુખી થા મને વરી:
મારે મોટો મહેલ છે, રંગ રેલમછેલ છે,
હું મોરલો, તું ઢેલ છે.
વાહ ભાઈ વાહ, વાહ ભાઈ વાહ, વાહ ભાઇ વાહ,
વાહ ભઇ, વાહ ભઇ, વાહ ભઈ,
ના..... ના . . ના.... ના......ના!
જા ......જા.......જા......જા.... . જા!
તને નહિ પરણું. તને નાહ પરણું,
તું મોટો ડુંગર ને હું નાનું હરણું.
ત્યાં એક કુંવર,
જાતો શિકારે, આવ્યો એની વ્હારે.

નૃપને મારી, કુંવરીને તારી,
બલિહારી ! ભાઈ, બલિહારી !
કુંવરી કહે : તું મારો વર,
પરણું તો તને પરણું, બીજા સૌએ પર.
તું મારો વર, તું મારો વર.
કુંવર કહે: હું પરદેશી.
તારો મારો દેશ એકબીજાના દ્વેષી,
કુંવરી બોલી: સ્નેહમહીં, દ્વેષ નથી, ક્લેશ નથી,
દેશ નથી, પરદેશ નથી, સુખ દુઃખ કે શેષ નથી
પરણું તો તને પરણું. બીજા સૌએ પર.
તું મારો વર, બીજા સૌએ પર.
બલિહારી ! ભાઈ બલિહારી !
—એક હતો રાજા૦



ધન્ય ! ધન્ય ! કહી આમ્રપાલીના ચરણે ઢળિયો પૂતળીવાળો.
અનુપ રૂપ નીરખ્યું મેં આજે, દેશ નિહાળ્યો રઢિયાળો.
હું પરદેશી પારેવું માગું છું આશિષ,
વૈશાલીના વૈભવ ચરણે ઢાળું મ્હારૂં શીશ.



આ દૂર દેશના પારેવા તું કયું પ્રાણ પંખેરૂં ?
વીંધી વન વગડાની વાટ કયા વટાવ્યા મેરુ ?
તું કયું પ્રાણપંખેરૂં ?
ઘડી ભર ત્હારા નર્તન ઉપર વૈશાલી વારી જાયે.
તને પૂછવું છે આજેરે: તું કયું પ્રાણપંખેરૂં ?

પાલી: પરદેશી દ્વેષીના સંગે કદી પ્રીત સંભવશે સાચી ?
શાને ત્હારી કાષ્ટકુંવરી પરદેશી પ્રીતમથી રાચી ?
કદી વેરી ન થાયે ભેરૂ. તું કયું પ્રાણપંખેરૂં ?

**પૂતળીવાળો**: કાષ્ટકુંવરી મ્હારી શાણી,
વેર ઝેરનું શાશ્વત કારણ લીધું એણે જાણી.
અનિષ્ટ એ નિવારણ અર્થે એણે પ્રીતની રીત પિછાણી:
કેવળ સ્નેહ તણો કેતુ નિર્મળ કરતો મલિન હેતુ.

**પાલી**: દેશ દેશનાં વેર ઝેર એ સ્વાભાવિક અસ્મિતા છે.
સ્નેહ તણું ત્યાં સ્થાન નથી, નિર્બળની કાયરતા છે.
સ્વમાન–ભોગે સ્નેહ કેવળ એ પામરતા છે.

**પૂતળીવાળો**: અસ્મિતાને નામે ઇર્ષા મૂર્તિમંત પાશવતા છે.
કોમ કોમનું, ભોમ ભોમનું,
વેર વૃત્તિના ઝેર જોમનું,
નિવારણ પ્રે મ લ તા છે.
અસ્મિતાને નામે ઇર્ષા મૂર્તિમંત પાશવતા છે.

**પાલી**: શત્રુ સામે વૈશાલીના સદાકાળ છે શરસંધાણ.
પૂતળીવાળા, આપું ત્હારા કુળદેવની તુજને આણ
ક્યાંથી આવ્યો, કોણ રહ્યો તું, સત્વર દે ત્હારી પિછાણ.
શરસંધાણ—શરસંધાણ—શરસંધાણ.

**બિંબિસાર**: સજ્જી લેવા દ્યો સૈનિક સૌને કરવા મુજપર શરસંધાણ.
મુજ રુધિરમાં વ્હેશે કેવળ પ્રેમલતાનાં પુણ્યવિધાન.
હું પરદેશી પારેવું, કોઇ **નથી** મુજ દ્વેષી પારધી;
હું છું **બિંબિસાર**—રગરગ વહેતું રક્ત **માગધી**:
**બિંબિસાર......બિંબિસાર......બિંબિસાર.**

●

## દૃશ્ય ચોથું

[ પરદેશી પ્રત્યેના તિરસ્કારના મલિન જળમાંથી પ્રેમનું પંકજ ઊગ્યું. વૈશાલી અને મગધના સર્જનજૂના વેરને વિદારવા આમ્રપાલી બિંબિસારની થઇ, બિંબિસાર આમ્રપાલીનો થયો. ]

તિરસ્કારના મલિન જલથી પ્રેમલ પંકજ લાધ્યું:
એમ વેરીના સ્નેહમિલનથી સ્નેહ તણું શમણું જાગ્યું.
બોલ, બોલ, ઓ આમ્રપાલી! જીવનભર ત્હેં શું આરાધ્યું?
રહ્યાં અધૂરાં શરસંધાણ: ત્હારૂં તીર તુજને લાગ્યું.

માનુની ત્હારા મનના મહાતમ કાં ડોલ્યા,
કે વેરીને કાજે તેં તુજ દ્વાર હૃદયનાં ખોલ્યા.



હે......હે......ચરણ નૂપુર બાંધી આમ્રપાલી નાચે.
રૂમઝૂમતાં રૂમઝૂમતાં, મનગમતાં મિલન કાજે
આજ એનું હૈયું કાં રાચે!......હે......હે૦
ઘૂઘર રણકાર, ભાવિ ભણકાર.
રખે તૂટે આજ એનો હૃદયવીણાતાર.
હે......હે......૦



પૂતળીવાળો!...
હે......હે......આવે પૂતળીવાળો!
અરિ થઇને હૈયું હરી લેનારો...આવે૦
જીવનવાટે—કોઇ પુનમની રાતે
વેરી ભલે, છોને વેરી ભલે,
તોયે કાળજડે વસનારો...આવે૦



આજ મનના મહાતમ ડોલે;
એનું હૈયું ચઢે હિલોળે.
દેશ દેશના દ્વેષ કલેશને વિદારવા
ઉભય પ્રણયને ઝોલે ઝુલે;
સ્નેહ લગનના કોલે ડોલે ડોલે.

## દૃશ્ય પાંચમું

[એક બાજુ જ્યારે મગધ અને વૈશાલી વચ્ચે સ્નેહકેતુ બંધાઇ રહ્યા હતો ત્યારે રૂપવતી આમ્રપાલીનો પ્રેમ પામવા વૈશાલીના યુવાનો વચ્ચે કલહ જાગ્યો. લિચ્છવીઓની પ્રથા મુજબ, જે સુંદરીને કાજે દેશમાં કલહ થાય, એ કાં તો કોઇ વીર સાથે લગ્ન કરે, કાં તો સમસ્ત દેશને પોતાની જાત અર્પણ કરે. આ વસ્તુસ્થિતિનો લાભ લઇ, વૈશાલીના ચાણક્ય પુરુષ અભયરાજે મહાનામ પાસે આમ્રપાલીના હાથની માગણી કરી, અને મહાનામનો પ્રકોપ પ્રજ્વલી ઊઠયો.]

મહાનામ, મહાનામ,
અગણિત વૈભવની મહાલોને
વિંઝાતા ચામરની ખોટે
પોઢયો આતમરામ.

આવે અભયરાજ :
વૈશાલીનો કાળપુરુષ,
વૈશાલીનો રાજપુરુષ,
પ્રપંચ કેરો સજીને સાજ
આવે અભયરાજ.

**મહાનામ :** આવો રાજ, અભયરાજ, શાને કાજે આજ
ધન્ય કરી મુજ મ્હોલાત? આવો રાજ, અભયરાજ.

**અભય :** મહાનામ, યાચક થઇને આવ્યો છું મહાનામને ધામ

**મહાનામ :** યાચક? અભયરાજ યાચક? વૈશાલીના વભવ
કેરો સાચો જે સાધક, અભયરાજ યાચક?

**અભય :** વૈશાલીને અર્પણ છે મ્હારું તનમનધન:
વૈશાલીનો સંપ જંપ યાચું તવ ચરણન.

**મહાનામ** : સંપ જંપ? — સંપ જંપને કોણ ઉથાપે?
સત્વર બોલો કોણ ઉથાપે?

**અભય** : આમ્રપાલીના પિતાને નમ્ર થઈને પૂછું છું:
જાણો છે કે રાજ
શાને કાજે આજ
વૈશાલીના વીરોએ સજ્યા કુસંપસાજ?

**મહાનામ** : શાને કાજે? શાને કાજે? સત્વર બોલો શાને કાજે?

**અભય** : આમ્રપાલીનો પ્રેમ પામવા વૈશાલીના વીરો લડતા;
ભાઈ ભાઈમાં કસાઈ થઈને આપસઆપસમાં લડતા.

**મહાનામ** : જો આમ્રપાલી છે વૈશાલી કુસંપ કેરું કારણ,
દાખવશો મુજને રાજન, શું છે એનું નિવારણ?

**અભય** : હા! છે! નિવારણ છે!
લિચ્છવીના પ્રવેણી પોથે ભાખ્યું એનું નિવારણ:
જે સ્ત્રી કાજે વૈશાલીમાં કુસંપ થાય;
જીવનસખી થઈ કોઈ વીરની કાં તો પરિણીત પંથે જાય,
નહિ તો થઈને દાસી દેશની વૈશાલીને અર્પણ થાય.

**મહાનામ** : જાણું છું! હું જાણું છું!
પણ દાખવશો મુજને કો વીર
આ વૈશાલીને ધરતીપડ
કો આમ્રપાલીનો સ્નેહ સમોવડ.

**અભય** : હા! છે! વીર પુરુષ સજીવન છે!

**મહાનામ** : સત્વર બોલો! સત્વર બોલો! કોણ છે એ વીર?
નીરખવા એને મારાં નયનાં બને અધીર.

**અભય** : અધીર નયનાં ધીર બનાવો,
નીરખી મુજને પાવન થાઓ;
અભયરાજ ને આમ્રપાલીનાં
લગ્નતણી નોબત વગડાવો.

**મહાનામ :** દૂર, દૂર, દૂર, દૂર, થા; એ અભયરાજ નિષ્ઠુર,
નહિ તો મારી ઉગ્ર અસિ આ વીંધશે ત્હારું ઉર.
છોને મ્હારી આમ્રપાલી મરણશરણ જાય પરલોકે
નહિ તો થઈને દાસી દેશની વૈશાલીને અર્પણ થાય.
પણ તુજ સમા નીચ નિષ્ઠુરની પત્ની કદિ,
કદિ, કદિ નહિ થાય.

**અભય :** મહાનામ! મ્હારે મુખે આ આખરનું ઉચ્ચારણ છે:
વૈશાલીનો કુસંપ કેવળ આમ્રપાલીને કારણ છે.
આમ્રપાલીના રૂપ સમીપ છોને જગ બનતું ઝાંખું:
એને કારણ વૈશાલીમાં કુસંપ હું તો નહિ સાંખું.

卐

**આમ્રપાલી:** સુણી મેં તો ના સૂણવાની વાત:
વૈશાલીના કુસંપ કેરું કારણ મારી સુંદર જાત...સુણી મેં તો.
કુળને કલંક લાગે એવું કદિ કરીશ નહિ તાત...સૂણી મેં તો.
હું એ પિતાની પુત્રી છું જેનાથી હું ગર્વિત છું.
સ્વદેશ કાજે સર્વસ્વ અર્પણ કરવા હરગીજ હું તો હર્ષિત છું.
સુણી મેં તો ના સુણવાની વાત.

卐

## દૃશ્ય છઠ્ઠું

[ દેશ કે દેહ ? કોની થાઉં...બિંબિસારની કે વૈશાલીની ? આમ્રપાલીની મનોવેદના : ભૂલો પડ્યો ભૂતકાળ તંદ્રા બનીને સ્મરણપટ ઉપર ઊતરે છે. મનોમંથનને અન્તે અમૃત સાંપડે છે : દેશ પહેલો, દેહ નહિ...

"ઓ બિંબિસાર ! આ અભાગી આમ્રપાલીને ભૂલી જા" !]

હો હો ઝાકળનું બિન્દુ
રૂપ કપોલે ભૂલું પડ્યું. હો હો ઝાકળનું બિન્દુ.
નીચી નમણી આંખડલી,
ધારી એને ફૂલ પાંખડલી.
બિડાયા હોઠોમાં એને ઉષાનું ઉરદ્વાર જડ્યું. ભૂલું પડ્યું.
હો હો ઝાકળનું બિન્દુ.

●

એના સૂના વીણાના તાર.
સૂનો સૂનો એના ઝાંઝરનો ઝણકાર. એના સૂના વીણાના તાર.
સ્નેહભીના જીવનનો એને સાંપડિયો શું સાર ? એના સૂના વીણા તાર.

જરી ધીરે વહો, જરી ધીરે વહો,
ઓ વેરી સમીરની લ્હેરી.
અહિં બેઠી આમ્રપાલી ઊન્હાં અશ્રુ વેરી.
જરી ધીરે વહો, જરી ધીરે વહો.
ઓ ગગન ગોખની વિપદ્‌વાદળી,
વિશાળ વ્યોમે જગા તને ના મળી
કે આમ્રપાલીના જીવતર આવી ઢળી ?—જરી ધીરે વહો,
જરી ધીરે વહો.

અંતર એનું અશ્રુ થઈ વહી જાય :
શોણિત રંગ્યા શમણા કેરી લંગારો પરખાય.
જરી ધીરે વહો, જરી ધીરે વહો
ઓ વેરી સમીરની લ્હેરી—જરી ધીરે વહો.

ઓ આમ્રપાલી, હું વૈશાલી.

મા વૈશાલી,
જનેતા તારી,
પ્રણેતા તારી.

ત્હારે કારણ આજે મ્હારે નયને અશ્રુવારિ.—આમ્રપાલી.
ત્હારા રૂપને કારણી યે કુસંપ છાયો મુજ સંતાને,
વિનાશ વર્તે અંગે અંગે વિચ્છેદે તુજ માને,
ઓ આમ્રપાલી તું લે બાળી.—ઓ આમ્રપાલી, હું વૈશાલી.

ઓ આમ્રપાલી, હું વૈશાલી, જનેતા ત્હારી, માગું છું હું દાન.
દેને મ્હારું માગ્યું આજે ખપ્પર મ્હારું ખાલી.
ઓ આમ્રપાલી, હું વૈશાલી.

**સ્વતંત્રતા:** નહિ, નહિ, નહિ, નહિ, નહિ. શાને લે તું સહી?
નહિ, નહિ, નહિ, નહિ, નહિ.
શું કેવળ તારો એક જ દોષ કે તું સ્ત્રી થઈ?
નહિ. નહિ, નહિ, નહિ. નહિ.
અદ્ભુત રૂપ ઢળ્યું તુજ અંગે એ શું તારો દોષ?
કલાદેવીની કરી સાધના એમાં કોને રોષ?
નહિ, નહિ, નહિ, નહિ, નહિ. શાને લે તું સહી?
જાગ્રત થા ઓ ભારતનારી!
સજ્જ થવાની આવી વારી.
શેનાં આ બલિદાન?
આ તો હડહડતાં અપમાન.
નહિ, નહિ, નહિ, નહિ, નહિ. શાને લે તું સહી?

**આશા** : વાગે દૂર વીણા :
મધૂર મધુર શા સૂર એના
કરતા નયનાં ભીનાં. વાગે દૂર વીણા.
હું જીવનની આશા ત્હારી,
ઘોર તિમિરમાં દુઃખ સહેનારી,
પન્થ મારા સૂના. વાગે, વાગે દૂર વીણા.
જીવનની વાટ સૂની; છે
જીવન વનની વાટ.
ચાલ, ચાલ હું લેવા આવી:
ચઢી મેહુલી રાત, શીર ચઢી મેહુલી રાત.
બોલે મોર ઝીણા. વાગે વાગે દૂર વીણા.



એક કુંવર જાતો શિકારે આવ્યો એની વ્હારે.
બિંબિસાર ! બિંબિસાર !
માગુ છું હું દાન, ત્હારા જીવનનું બલિદાન.
બિંબિસાર ! બિંબિસાર !



ઊડી જા, ઊડી જા, ઓ દૂર દેશના પંખેરૂં ઊડી જા, ઊડી જા.
મ્હારે કહેવું નથી ઝાઝેરૂં, ઊડી જા.
વીંધી વનવગડાની વાટ,
સ્નેહસરિતને પેલે ઘાટ.–
ભૂલી જા, ભૂલી જા, આ વેરી ન થાયે ભેરૂ.
ઓ દૂર દેશના પારેવા ભૂલી જા.



## દૃશ્ય સાતમું

[ સંથાગાર...લિચ્છવીઓના લોકવૃન્દનું પવિત્રધામ...ન્યાયતુલા. સભાસન્મુખે અભયરાજ પ્રસ્તાવ રજૂ કરે છે કે જેને કારણે દેશમાં કુસંપ જાગ્યો છે એ કુસંપના નિવારણમાં પ્રવેણી પોથીના આદેશ અનુસાર-કાં તો આમ્રપાલીએ દેશના કોઇ વીર સાથે લગ્ન કરવું જોઇએ, કાં તો સમસ્ત દેશની દાસી બનવું જોઇએ. પ્રમુખસ્થાને વિરાજેલો આમ્રપાલીનો પિતા ન્યાય દે છે કે "આમ્રપાલી સમસ્ત દેશની દાસી થઇને રહેશે"......

દેશ જીત્યો...દેહ હાર્યો. ]

ગાઓ, ગીત ગાઓ,
લિચ્છવી કેરા લોકવૃન્દનો જયજયકાર ગજાવો,
ગાઓ, ગીત ગાઓ.
સંથાગાર-જાગૃત થાતા જ્યાં સંસ્કાર-સંથાગાર.
વિચારના વિનિમય આચાર-સંથાગાર.
શિક્ષાની જ્યાં થતી સમીક્ષા,
વ્યક્તિ જાતી સમષ્ટિદ્વાર.—સંથાગાર.
ગાઓ, ગીત ગાઓ:
લિચ્છવી કેરા લોકવૃન્દનો જયજયકાર ગજાવો,
ગાઓ, ગીત ગાઓ.
સભા સન્મુખે સ્થાન પ્રમુખે બિરાજ્યો મહાનામ.
આજે એના અંતરમાં ન્યાય રહ્યો નિષ્કામ
ગાઓ, ગીત ગાઓ.
લિચ્છવી કેરા લોકવૃન્દનો, જયજયકાર ગજાવો.
સંથાગાર-જાગૃત થાતા જ્યાં સંસ્કાર સંથાગાર.
વિચારના વિનિમય આચાર—સંથાગાર.
ઉપસ્થિત થઇ અભયરાજ આજે માગે ન્યાય:

ભોમકામાં આજે કેવળ કુસંપનાં પગલાં

માગું છું હું ન્યાય.

અભયરાજનો સાદ છવાય:

જેને કાજે આજે ગર્વિત છે વૈશાલી,

કુસંપ કેરૂં કારણ આ આમ્રપાલી, આમ્રપાલી, આમ્રપાલી.

માગું છું હું ન્યાય.

પ્રવેણી પોથે લખ્યું લખાયું આજે છો વંચાય;

માગું છું હું ન્યાય.

સૌ ક્રોધિત થઇ ગર્જ્યા, નહિ સંખાય.

ભોમકામાં કુસંપ પગલાં નહિ સંખાય, નહિ સંખાય.

ન્યાય તુલા પ્રગટાવો.

વેરો ગંભીર મહાનામનો સાદ સભામાં પથરાયો:

શાંત બનો સૌ સભાજનો, ન્યાય ન મીટે અન્યાયે.

પ્રવેણી પોથે લખ્યું આજે એ વંચાશે,

વિચારના વિનિમય આચાર ન્યાયતુલામાં તોળાશે.

લોકવૃન્દના શ્રેષ્ઠસ્થાનથી આપું છું હું ન્યાય:

રૂપગર્વિતા કુસંપકારણ પાલી દેશની દાસી થાય.

卐

## દૃશ્ય આઠમું

[ વર્ષોનાં વ્હાણાં વીતી ગયાં... મધ્યાહ્ન વહી ગયો... ક્ષિતિજે જીવન-સંધ્યા જામી... વૈભવ હતો–રૂપ હતું,–નહોતી માત્ર આશા. મૃત્યુએ મઢેલી મધ્યરાત પાંગરવાની વાટ જોતી આમ્રપાલીને અનંતનો આદેશ સંભળાયો બિંબિસારથી સાંપડેલા પુત્ર વિમળે જનનીને આંગળી ચીંધી કે

તથાગતની થા શરણાગત
શાંતિના સજી લે તું વેશ.
શાંતિ ! શાંતિ ! શાંતિ ! ]

ક્યારે પાંગરશે મધરાત?
વિરાટ વનની વલ્લરિએ પેલી સુધાસરીતને ઘાટ
ક્યારે પાંગરશે મધરાત?
નવલખ તારા તેજલ ધારા
એમાં મારો આશાંકેરાં અશ્રુબિન્દુ ગોઝારાં.
મને દેશે રમવા આજની રાત? મારે પૂછવી એને વાત.
ક્યારે પાંગરશે મધરાત?
દૂર વાદળી,
એની ઓથે છૂપી મારી આશાકેરી તારલી.
મને દેશે ઉછીની આજની રાત?
તને આપીશ પાછી ઊગે પ્રભાત.
ક્યારે પાંગરશે મધરાત?
ત્યાં અનંતને આરેથી આવ્યા કો આદેશ :
તથાગતની થા શરણાગત, શાંતિના સજી લે તું વેશ.
શાંતિ ! શાંતિ ! શાંતિ !
મંત્ર અંતરે લે પામી :
બુદ્ધમ્ શરણમ્ ગચ્છામિ.
ધમ્મમ્ શરણમ્ ગચ્છામિ
સંઘમ્ શરણમ્ ગચ્છામિ.
**શાંતિ ! શાંતિ ! શાંતિ !**

